# ત્મા ગાંધીજીની ૧૧ શરતો

લેખક

'પોલિટિક્સ'

( અ૦ ખુશાલ તલકશી શાહ )



ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

# મહાત્મા ગાંધીજીની ૧૧ શરતો

લેખક

'પોલિટિક્સ'

( અ૦ ખુશાલ તલકશી શાહ )



ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

# નિવેદન

મહાત્મા ગાંધીજીના ૧૧ મુદ્દાએ આપણી લડતમાં જે ભાગ ભજવ્યો છે અને યરોડામંદિરમાંથી આપણા નાયકોએ તેમને પોતાની આખરી શરતોમાં જે સ્થાન આપ્યું છે તે જોતાં, આ મુદ્દાનું સ્થાન આજના આપણા રાજકારણમાં ભારે મહત્ત્વનું છે. ગૂજરાતી વાચકોએ પણ એ મહત્ત્વ સમજીને તે વિષે જ્ઞાન મેળવવાને ઠીકઠીક ઉત્સાહ બતાવ્યો છે. એ ઉપરથી એ મુદ્દાઓની ચર્ચા કરનારું પ્રમાણભૂત પુસ્તક તૈયાર કરાવી ગૂજરાતી વાચક આગળ મૂકવાની ઇચ્છાથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

અ૦ ખુશાલચંદ તલકશી શાહ આપણા દેશના એક અગ્રણી અર્થશાસ્ત્રી છે. તેમનાં જ્ઞાન અને વિચારોથી અંગ્રેજી વાચક તો વાકેફ છે, કેમકે તેમના પ્રસિદ્ધ ગ્રંથો બધા અંગ્રેજીમાં જ છે. પણ આ પુસ્તક તેઓશ્રીએ જાતે, પોતે 'પોલિટિકસ'ના તખલ્લુસથી 'બૉમ્બે ક્રોનિકલ'માં લખેલી લેખમાળાને આધારે, ગૂજરાતીમાં તૈયાર કરી આપ્યું છે એ મોટો લાભ ગણાય.

પોતાનો કીમતી સમય કાઢી આ ગ્રંથ તૈયાર કરી આપવા બદલ વિદ્યાપીઠ તરફથી હું એમનો આભાર માનું છું.

ગૂ. વિ. કાર્યાલય
માગશર, સં. ૧૯૮૭

પ્રકાશક

# અનુક્રમણિકા

સૌ. જયશ્રી રાયજી અને સૌ. હંસા મહેતા

સ્વરાજસંગ્રામનાં ઉત્સાહી સેનાનીને

સવિનય અર્પણ

कर्मण्येवाधिकारस्ते

# હિંદની રાષ્ટ્રીય માગણી

## પ્રાસ્તાવિક

સત્યાગ્રહ સંગ્રામ શરૂ કરતા પહેલાં, સમાધાની સાચવવાના આખરી અખતરા તરીકે, મહાત્માજીએ તા. ૨ જી માર્ચ, ૧૯૩૦ ને રોજ, ના. સરસૂબા લૉર્ડ ઇર્વીન સાહેબને એક ખાસ પત્ર લખી મોકલાવ્યો હતો. તેમાં તેમણે ૧૧ મુખ્ય મુદ્દાઓમાં હિન્દી પ્રજાની તમામ આશાઉમેદોનો સમાવેશ કરી દીધો હતો, અને બ્રિટિશ સરકાર જો એ શરતો મંજૂર કરે તો દેશમાં શાંતિમય દાવાનળ નહિ પ્રગટે એવી મહાત્માજીએ ખાતરી આપી હતી. યુરોપીય મહાભારતના અંતકાળે અમેરિકન પ્રજાધ્યક્ષ વિલ્સને જેમ ૧૪ શરતોમાં એ વિશ્વવિગ્રહનું હાર્દ સમાવી દીધું હતું, તેમ જ ગાંધીજીએ આ દેશની પ્રજાકીય જાગૃતિ અને તેના રાજકીય અભિલાષો સૌ એ પત્રમાં, અણુમાં પરમાણુ પેઠે, ભરી દીધા હતા. આ ઉપમા સર્વથા બંધબેસતી છે. કારણ, જેમ પ્રજાધ્યક્ષ વિલ્સનની આંતરિક ઉમેદો યુરોપીય રાજપુરુષોના પ્રપંચથી બર ન આવી શકી, તેમ જ હિંદની રાષ્ટ્રીય લડતમાં યોજાયેલા દરેક સેનાનીએ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે આ દેશની લડતનું હાર્દ દેશનાયક ગાંધીજીએ ૧૧ શરતોમાં સમાવી

દીધું છે, તે બ્રિટિશ રાજપુરુષોની જાળમાં ખોવાઈ જાય નહિ. મહાભારત ચારચાર વર્ષ સુધી લડયા પછી પણ, પાશ્ચાત્ય દુનિયા જેમ હજુ પણ આંતરરાષ્ટ્રીય લોભ અને દ્વેષથી દૂર થઈ નથી, અને સ્વ. વિલ્સનની પૃથ્વીસુધારણાની ઉમેદો ભસ્મીભૂત થઈ ગઈ છે, તેમ જ આ દેશ પણ અનેક ભોગ આપવા છતાં પુનઃ એ જ પરાધીનતાની જાળમાં ફસાઈ રહે, તેની મોટી ધાસ્તી રહે છે. કારણ, મહાત્માજીની શરતો પર બ્રિટિશ રાજપુરુષો લક્ષ આપે તે પહેલાં તો તેમના હિંદી બંદાઓ તે "અશક્ય" છે એમ પોકારી રહ્યા છે. પામર પ્રાણીઓ! એ બિચારાઓને વિચાર કરવાની પણ બુદ્ધિ કે શક્તિ રહી નથી. પોતાના નાકની અણીથી વધારે દૂર જોવા જેટલી પણ તેમનામાં તાકાત રહી નથી. જેમ ડુક્કર વિષ્ટાવાડામાં પણ સ્વર્ગ સમજી તેમાં તલ્લીન રહે છે, તેમ આ ક્ષુદ્ર હિંદીઓ પણ પોતાની ગુલામીમાં દિલબહાર માની બેઠા છે, અને તેથી કરી તેને સચેત કરનાર ફિરસ્તો તેમને ઘેર આવી બારણું ઠોકે છે, ત્યારે પણ તેમનો મોહપાશ તૂટતો નથી.

## શરતો સમજો

ગુલામ પ્રજા પર ગમે તે મોહજાળ હોય, પણ તેનાથી ચેતેલાઓએ તો ચેતતા રહેવાનું જ. બેશક, પ્રજોન્નતિ સાધવા પ્રગટેલા આ નવા અવતાર જેવા મહાત્માજી કંઈ અમલદારી અણગમાની બીકથી ડરી જાય, અને પોતે ઉઠાવેલો ઝુંડો પડતો મૂકે, તે તો બનશે જ નહિ. આગિયાના અજવાળાથી ઘુવડ પણ ગભરાય નહિ, તો દિવ્ય ચક્ષુધારી દેશનાયકને તેથી ઝાંઝવાં કેમ

આવે? પણ આવાં વિઘ્ન વચ્ચે સચેત નાયક નીકરે અને અડગ રહે, તોપણ તેમના અનુયાયીઓનું શું? અને ખાસ કરી એવા નેતાઓને બંદીવાન કરી, પ્રજાથી દૂર રાખવામાં આવે ત્યારે? હિંદની કરોડોની વસતી માત્ર એક જ નાખુદાની કાબેલિયત પર જાનમાલનો આધાર રાખી બેઠી દેખાય છે. નાખુદાની ગેરહાજરીમાં તે દરિયાની લહેરોથી પણ ડરી જાય, તો નરી નજરે ખરાબો જોવા લાગે ત્યારે શું? અને તેથી જ શોચવાની અગત્ય છે કે દૂર દેખાય છે તે ખરેખર ખરાબો છે કે માત્ર પ્રપંચીઓએ રચેલી ઇંદ્રજાળ છે. ઊંડા ઊતરી હિંદી પ્રજાની આજની આશાઉમેદોનું હાર્દ તપાસો, તો તો કદાચ આ ૧૧ શરતો પણ ઘણી ઓછી જણાય. પરંતુ ઉપરટપકે જોનાર પણ, જો એક ક્ષણભર એ પ્રત્યેક પર મનન કરે, તો તે સહજ સમજી શકશે કે આમાંની એક પણ શરત અશક્ય કે અજ્ઞાત નથી, વાહિયાદ કે નામંજૂર કરવા લાયક નથી. અલબત, તે સૌ સાધ્ય છે, છતાં સિદ્ધ કરવા માટે રાજકર્તાઓનું દષ્ટિબિંદુ પલટાવું જોઈએ. એવી પલટામણીની પણ કેટલી મર્યાદિત જરૂર છે; અને રાજસત્તાની સહાય વિના, રાજસત્તાનો વિરોધ છતાં, પ્રજા પોતાની મેળે પણ આમાંથી કેટલી બાબત મેળવી શકે તેમ છે, તે સમજવા ખાતર આ ૧૧ શરતોના પૃથક્કરણ અને સ્પષ્ટીકરણની જરૂર છે.

## ૧૧ મુદ્દાની નામાવલી

ગાંધીજીએ સૂચવેલી અગિયાર શરતો, માગણીઓ, કે મુદ્દાઓ નીચે પ્રમાણે છેઃ—

(૧) સર્વથા મદ્યનિષેધ
(૨) હૂંડિયામણના ૧૬ પેની ભાવનો પુનર્ભવ
(૩) જમીનની મહેસૂલમાં ૫૦ ટકા ઘટાડો
(૪) મીઠાવેરો નાબૂદ કરવો
(૫) પ્રારંભથી જ લશ્કરી ખર્ચ અર્ધો કરવો
(૬) ઊંચી પદવીના અમલદારોના પગારમાં ૫૦ ટકા જેટલો એકદમ ઘટાડો કરવો, કે જેથી આવક કમી થવાને લીધે મુશ્કેલી ન ઊપજે
(૭) પરદેશી કાપડ પર રક્ષક જકાત મૂકવી
(૮) દેશી વહાણવટા માટે જ હિંદી કિનારાનો વેપાર રાખવાનો કાયદો પસાર કરવો
(૯) ખૂન, કે ખૂન જેવા ગુના માટે, સાધારણ અદાલતોમાં ગુનેગાર ઠરેલા કેદી સિવાય રાજદ્વારી તમામ બંદીવાનોને બિનશરતે મુક્તિ આપવી; રાજદ્વારી ચળવળ માટે આરોપી ઠરેલા તમામ સામેથી આરોપ ખેંચી લઈ, મુકદ્દમા બંધ કરવા; હિંદી ફોજદારી કાયદાની ૧૨૪ અ કલમ રદ કરવી, ૧૮૧૮ નો અને તેના જેવા બીજા કોઈ પણ કાયદા હોય, તો તે રદ કરવા; અને દેશપાર થયેલા તમામ હિંદીઓને પુનઃ દેશમાં આવવાની પરવાનગી આપવી
(૧૦) સી. આઈ. ડી. એટલે કે રાજદ્વારી ગુનાઓની તપાસ કરતી છૂપી પોલીસ,—કે જે ઘણીવાર ખરા ગુનાની શોધ કરવાને બદલે બનાવટી ગુના સર્જવામાં વધારે કાબેલ દેખાય છે,—તે બંધ કરવી; અથવા તો તેનો કબજો પ્રજાકીય પ્રધાનવર્ગને હવાલે કરવો

(૧૧) પ્રજાકીય જવાબદારી હેઠળ, આત્મરક્ષણ માટે, બંદૂક ઇત્યાદિ અગ્ન્યસ્ત્ર રાખવા માટેના પરવાના છૂટથી આપવા.

## આ ૧૧ મુદ્દામાં સ્વરાજ,
## કે સ્વરાજમાં આ મુદ્દા સમાઈ જાય છે ?

છેવટના સુલેહ સાચવવાના અખતરા તરીકે ગાંધીજીએ આ ૧૧ મુદ્દાઓમાં સ્વરાજના અભિલાષો સમાવી દીધા, તેથી ઘણાકને એમ લાગ્યું હશે કે ગાંધીજી **घृताधारे पात्रं किंवा पात्राधारे घृतम्** એ ન્યાય બરાબર સમજ્યા નહિ હોય. સંપૂર્ણ સ્વરાજ સંપ્રાપ્ત થાય, તો આવી શરતોની જરૂર રહે કે ? અને આવી શરતો બ્રિટિશ સરકાર બહાલ રાખે તોપણ ખરેખર હિંદમાં સ્વરાજ મળ્યું કહેવાય કે ? આ પ્રશ્ન વિચારણીય છે. લાહોરમાં આપણી પ્રજાકીય મહાસમિતિએ નિશ્ચિત કરેલા સંપૂર્ણ સ્વરાજને ઉદ્દેશરૂપ–ધ્યેયરૂપ–માનવાને સૌ કોઈ હિંદી વચને નહિ તો મનથી તો જરૂર ટેકો આપતો હશે. પરંતુ હિંદી પ્રજાનું આ ધ્યેય જો અબઘડી પ્રાપ્ત ન થાય અને તે મેળવવા માટે શાંતિમય ચળવળ સર્વથા સફળ ન નીવડે, તો આજની વ્યવસ્થામાં જે મુખ્ય ખામીઓ છે, તે શા માટે ન બતાવી દેવી ? સ્વરાજ વિના હિંદી પ્રજા કેમ રિબાય છે, અને સ્વરાજ મળ્યે હિંદી પ્રજાનો ઉદય મુખ્યત્વે કયા પ્રદેશમાં સાધવો પડશે, તે બતાવવા માટે આ ૧૧ મુદ્દાઓ ગાંધીજીએ અંતીમ ઇલાજ તરીકે સરસૂબાને જાહેર કર્યા. બ્રિટિશ સલ્તનતનો હિંદનો સૂબો બ્રિટિશ સરકારની વતી આ મુદ્દા મંજૂર કરે તો લાહોર મહાસમિતિએ નિશ્ચિત કરેલા પૂર્ણ સ્વરાજ ધ્યેયને હાલ તુરત મુલતવી રાખવામાં આવે, એમ મહાત્માજીના પત્રમાં ધ્વનિ છે.

મહાત્માજીને, પત્ર લખતી વેળા આ મુદ્દાઓ બ્રિટિશ સૂબો મંજૂર કરી શકે કે નહિ, તે માટે શંકા તો હશે જ. પણ જેમ ધર્મરાજા- યુધિષ્ઠિરે મહાભારત આરંભામા પહેલાં, પાંડવોનો હક માગવા શ્રીકૃષ્ણ ભગવાનને આખરી સમજૂતી કરવા એલચી તરીકે મોકલ્યા હતા,—અને સાથે કૌરવો તેટલું પણ માન્ય રાખશે તે માટે સૌને શંકા હતી—તેમ ગાંધીજીએ કેવળ પ્રજામાં અસ્તવ્યસ્ત સ્થિતિ અટકી શકે તો તે અટકાવવા માટે આ પત્ર લખ્યો હોવો જોઈએ; અને તેના સ્પષ્ટ મુદ્દા સૂચવ્યા હોવા જોઈએ. મુદ્દાના ખુલાસારૂપ પત્રમાં બીજી જે ચર્ચા છે, તેમાંથી આટલું સ્પષ્ટ તરી આવે છે. માટે ગાંધીજી, સ્વરાજથી આ શરતો મોટી કે શરતોથી સ્વરાજ વડું, એ નથી સમજતા એમ માનવાને જરા પણ અવકાશ નથી. આ ૧૧ શરતો શ્રીયુત સ્લોકોમ્બ સાથેની વાતચીતમાં ૪ મુદ્દાઓમાં ખુદ ગાંધીજીએ જ સમાવી દીધી હતી; અને તે ચારનું રહસ્ય પણ "સ્વાતંત્ર્ય સત્ત્વ" એ નામના એક જ મુદ્દામાં અર્પી દીધું હતું. માટે સ્વતંત્રતા, અને સંપૂર્ણ સ્વરાજ, અને આવા અમુક મુદ્દા બતાવી ગાંધીજી સ્વરાજની કસોટીકાર વ્યાખ્યા આપે, તેમાં ભ્રમ ખાય તે પોતાની જ બુદ્ધિની તુલના કરાવે છે.

## શરતોની સિદ્ધિ

આ ૧૧ શરતોમાં એવું શું છે કે અશક્ય, અસાધ્ય કે અનન્ય કહી શકાય? આમાંની લગભગ એકેએક માગણી માટે જોઈએ તેટલા દાખલા દલીલો આપી શકાય. સરકાર જો પ્રજાના જ ભલા માટે દેશમાં અમલ ચલાવતી હોય, તો તે ધારે

તો એક મહિનાની અંદર આ સૌ સિદ્ધ કરી શકે. આવી સરકારને પડખે પ્રજા તમામ ઊભી રહે; અને એવી કુમકવાળી સરકારને કશું કરવાનું હોય જ નહિ. બેશક, આમાંની પ્રત્યેક માગણી આદર્શરૂપ છે. પણ ત્યારે શું આપણે આદર્શ તમામનો ત્યાગ કરવો, કારણ કે જે લોકો તેનો અમલ નથી કરવા માગતા તેઓ તેને આદર્શ કહી વખોડે છે? વળી, એ પણ ખરું કે, આ સૌ મુદ્દાઓ અમલમાં મૂકવામાં આવે, તો હિંદમાં ક્રાંતિ થઈ જાય. પણ ત્યારે શું દુનિયામાં શાંતિમય ક્રાંતિ કદી પણ નહિ સંભવે? વર્તમાન સરકાર જો આ સૌ આદર્શ સિદ્ધ કરવામાં સહાયભૂત થાય, તો આ સરકાર સામેના તમામ વાંધા પણ નષ્ટ થાય. અને જો તે તેમ ન કરે, તો પ્રજામાં તેમની નેમ સંબંધી હિંદુસ્થાનને તે શા માટે પચાવી રાખવા માગે છે તે સંબંધી જરૂર શંકા ઊપજશે.

## ૧

## સર્વથા મદ્યનિષેધ

આ સિદ્ધ કરવા માટે આપણે ઉપર્યુક્ત મુદ્દાઓ પૈકી હરેકને તપાસીએ. મદ્યપાનનો સર્વથા કાયદેસર ફરજિયાત ત્યાગ અમેરિકા દેશની પ્રજાએ કરાવ્યો છે. તો પછી હિંદમાં તે કેમ ન થાય? અમેરિકાનો વિસ્તાર હિંદુસ્તાન કરતાં ત્રણગણો છે. છતાં તે મદ્યનિષેધને વાસ્તવિક રાજસૂત્ર કરી શક્યું છે. એ કાયદાનો વિરોધ કરનાર ત્યાં કેટલાક હોય એમ કહેવાય છે, પણ તેનું શું? શું હિંદમાં આજે પણ સરકારનો આટલો જાપતો

છતાં દાણચોરી કરી છૂપી રીતે મદ્યોત્પત્તિ કરનાર લોક નથી કે ? અને આમ છૂપી રીતે કેટલી સંખ્યામાં લોક કરતા હશે ? બ્રિટિશ કલાલોએ રુશ્વત આપી ખરીદી લીધેલ ખબરપત્રકારોની મારફત આવતી ખબરમાંથી અમેરિકામાં દારૂનિષેધથી સીદી લોક કેવા સુધરવા પામ્યા છે તે જાણી શકાતું જ નથી. પણ જ્યારે મદ્યપાનની છૂટ હતી ત્યારે આ મુક્તિ પામેલા ગુલામ વંશજો જેવા કોઈ દરિદ્રી અને હાંસીપાત્ર નહોતા. અમેરિકામાં, ખરે, આપણા કરતાં ૩ જેટલી વસતી છે. પણ તેથી ઊલટું તે લોકો પાસે આપણા કરતાં દશગણી બલ્કે સોગણી વધારે સામગ્રી છે, કે જેથી લોકો જો ખરેખર આવા કાયદાથી વિમુખ હોય તો તેને ફોક કરી શકાય.

અને હિંદી પ્રજામાંના કેટલાક વર્ગ, સરકારી અમલદારો કહે છે તેમ, મદ્યોપયોગ માટે જેવાં દેવદેવીને ભોગ ઇત્યાદિનાં બહાનાં આપે છે, તેમ અમેરિકાની પ્રજા એક પણ બહાનું આપી શકતી નથી. આજે તો આ ગૃહદેવતાઓ જેને દારૂનો ભોગ ધરાવવો પડે છે, તે તો આબકારી ખાતાના અમલદારોમાં જ અવતાર લેતા દેખાય છે; અને તેમના મદદનીશો યક્ષરૂપ સમજવા, કે જેને સંતોષવા ખાતર આપણા ખેડૂત અને કામગારને મદ્યપાનરૂપી ભોગ ધરવા પડે છે.

## સરકારનો સ્વાર્થ

ગાંધીજીએ મદ્યપાનનિષેધનો આ મુદ્દો આજ પ્રથમ નથી કાઢયો. અને આ બદીથી પ્રજાની થતી ખુવારીની શોધ એમણે જ પહેલી વાર નથી કરી. બ્રિટિશ સરકારની પોતાની જ નીમેલી અનેક સમિતિઓએ એવાં નીતિવાકયો ઘણીયે

વાર તેમના સત્તાવાર, પ્રમાણરૂપ, માન્ય કરેલા અહેવાલોમાં ઉચ્ચાર્યા છે, કે જેથી આપણને માનવાને કારણ મળે કે સરકાર પોતે પણ મદ્યપાન વિરુદ્ધ છે. સુધરેલું રાજતંત્ર પ્રસરાવવાનો દાવો કરતી હિંદની બ્રિટિશ સરકારને મને વા કમને આવા સિદ્ધાંતો કબૂલ રાખવા પડે છે. મુંબઈની પ્રાંતિક સરકારની ત્રણચાર વર્ષ પર નિમાયેલી એક સમિતિએ ખાસ ભલામણ કરી હતી, કે અમૂક નિશ્ચિત કરેલી મુદતમાં જ દારૂનિષેધની રાજનીતિ વાસ્તવિકપણે અમલમાં મુકાવી જોઈએ. તેણે પચીશ વર્ષની મર્યાદા બાંધી છે, કે જે દરમ્યાન મદ્યપાન સરકારી સત્તાથી નિષિદ્ધ કરવામાં આવશે. છતાં આજે જ્યારે ગાંધીજીએ આ મુદ્દો સરકાર સન્મુખ રજૂ કર્યો, અને તેમનાં વાક્યોની કસોટી માગી, ત્યારે સરકાર કેવી ફરી બેઠી છે ? ગાંધીજી એક જ ઝટકે દારૂનિષેધ કરવા માગે છે—સરકારી કાયદાની સહાયથી. સરકાર તે સહાય આપવા ના પાડે છે. આપણું સ્વરાજ હોય, તો પ્રજામત કેળવી આ મુદ્દો તરત જ અમલમાં મૂકી શકાય. પણ આજ હિંદમાં સ્વરાજ નથી. નામદાર ઇર્વીન સાહેબ જણાવે છે કે આગામી ગોળ-મેજી પરિષદમાં હિંદને સંસ્થાની સ્વરાજ સોંપવાની રચના થનાર છે. ગાંધીજી એ વચનની કસોટી ચાહે છે, અને ફરજિયાત મદ્યનિષેધ માગે છે. પણ સરકાર પોતાનો સ્વાર્થત્યાગ કરી શકતી નથી. સરકાર એવો નિષેધકાર કાયદો ફરમાવવા ના પાડે તે તો ઠીક; પણ ઊલટું પ્રજા જ્યારે સ્વતઃ દારૂ-નિષેધની યોજના અમલમાં મૂકવા જાય, અને કલાલની દુકાનો પર સ્વયંસેવકોનો પહેરો બેસાડી નશાબાજોને નશો કરતા

અટકાવવાની પેરવી કરે, ત્યારે નામદાર લૉર્ડ ઇર્વીન તેવા પહેરેગીરોને ગુનેગાર ઠરાવનાર ફરમાન બહાર પાડે !

સરકારને એમાં શો સ્વાર્થ છે કે આમ પોતે જ ભણાવેલા પાઠ ફોક કરવા મથે છે ? વર્ષે હિંદમાંથી દારૂ પરના કરવેરામાંથી સરકારને ૨૦ કરોડ રૂપિયાની આમદાની થાય છે. પણ એ રકમ, જે કુલ નુકસાન આ બદીથી હિંદના કૃષિકાર અને કામદારને થાય છે તેનો ચતુર્થાંશ પણ ભાગ્યે જ હશે. દેશમાં મદ્યપાનનો આંકડો ધારો કે ૧૦૦ કરોડનો વર્ષે હશે. અને તે હિંદી ખેડૂતની કુલ આવક ૧૦૦૦ કરોડમાંથી. આ આમદાનીમાંથી ખેડૂતને વિધવિધ કર આપવાના- જમીનની મહેસૂલ ઇત્યાદિ; કુટુંબનું ભરણપોષણ કરવું; ઢોરોને નિભાવવાં; વાવેતર માટે બીજ સાચવવાં; મહાજનને વ્યાજ આપવું; અને માંદગી થાય તો દવા કરવી. એકલા કરવેરાનો વિધવિધ બોજો—સ્થાનિક અને વડી સરકારને સાથે ગણીએ તો—વર્ષે રૂા. ૩૦૦ કરોડથી વધારે થવા જાય છે. વ્યાજનો ભાર તો અગણિત અને અસહ્ય છે; પણ કુલ કરજ ૮૦૦ કરોડ જેટલું ગણો.—સરકારી અમલદારે જ, અને તે પણ એક ગોરા સાહેબે, ગણતરી કરી આ આંકડો જણાવ્યો છે;—અને તેનાપર ૧૨½ ટકા જેટલું સ્વલ્પ વ્યાજ ગણીએ, તો વર્ષે ખેડૂતવર્ગને ૧૦૦ કરોડ જેટલો તો વ્યાજ ખાતે બોજો ઉઠાવવો પડે છે. બાકી રહ્યું શું ? ૨૦ કરોડ જેટલી કૃષિકારવર્ગની વસતીના નિભાવ માટે ૪૦૦ કરોડ રૂપિયા જેટલી વાર્ષિક સંપત્તિ ! એમાંથી એ શું ખાય ? શું પહેરે ? કેમ બીજ લે ? કેમ કેળવણી આપે ? કેમ સુખાકારી સાચવે ? અને દેશોન્નતિમાં ફાળો

આપે ? અને બાકી રહે તેમાંથી ૧૦૦ કરોડ જેટલો,—અથવા સરકારી આબકારી કરની રકમ બાદ કરીએ તો ૭૫ કરોડ જેટલો,—દારૂ પીએ ! પછી એને બીજી કંઈ પણ સગવડ કે સુખ જોઈએ, વિદ્યા કે હુનર જોઈએ તો ક્યાંથી મેળવે ? હિંદી ખેડૂત પોતે કદાચ ભૂખે મરશે પણ પોતાની પાસે રહેલાં ઢોરને ભૂખે નહિ મારે. ત્યારે પછી આ કૃષિકાર, સમાજ તમામનો જિવાડનાર, મૌલિક પેદાશ કરનાર માટે બાકી શું રહે ?

## મદ્યપાનથી નુકસાની

સરકાર ખરેખર જો પ્રજાનું ભલું ચાહતી હોય, લૉર્ડ ઇર્વીન સાહેબ હિંદમાં પધાર્યા પહેલાં પણ હિંદના શુભેચ્છક તરીકે પંકાયા હતા તેમાં લેશ માત્ર વજૂદ હોય, તો તેમને કંઈ કહેવાનો જરૂર પડે કે ખેડૂતની આવી દુઃખદ સ્થિતિ ટાળવાનાં પગલાં કેવાં લેવાં ? અને નશાબાજીની નુકસાની બહાર દેખાય છે તેના કરતાં અંદર બમણી છૂપેલી છે. પ્રજાની દરેક વિચારશીલ વ્યક્તિ, દરેક પ્રજાકીય સંસ્થા આ બદી ટાળી નાંખવા માટે આતુર છે; અને તે માટે લેવાતા કોઈ પણ ઉપાયમાં સહાનુભૂત થશે. સરકાર તેવા ઉપાયો લેવા નથી ઇચ્છતી શા માટે ? કારણ તેને આ સડામાંથી વર્ષે ૨૦ કરોડની ઉદ્ભવતી આમદાની ખોવી નથી ગમતી. સરકાર આ સડો ખરેખર નાબૂદ કરવા ઇચ્છતી હોય, તો જેમ એક જ ફટકે સતી થવાનો રિવાજ બંધ કર્યો, અને બાળહત્યા અટકાવી, તેમ જ આ બદી પણ નાબૂદ કરી શકે. પણ વાસ્તવિક સ્થિતિ તો એવી છે કે સરકાર આ સડો ચલાવવામાં ભાગીદાર

છે; અને તેથી તે, જે કોઈ પણ ઇલાજથી આ રોગ દૂર થવાનો લેશ માત્ર પણ સંભવ હોય તેની વિરુદ્ધ છે; અને તેથી તેની આડે આવે છે. પોતે જે કહે છે તેનો પણ પોતે જ પ્રતિકાર કરે છે. અને તેથી પ્રજાની આ માગણીનું નૈતિક બળ ઊલટું વધે છે.

નશાબાજીથી પ્રજા કૌવતહીન થાય, આળસનો ભોગ થઈ પડે, અને હુન્નરઉદ્યોગ મંદ થઈ જાય તે તો દેખીતા અનર્થ છે. નશાખોર કામદાર કામ પર ધ્યાન આપી ન શકે; અને તેથી કામને નુકસાન કરે, અને કામ ગુમાવી બેસે, એ તો સહજ સમજાય છે. હિંદુસ્તાનમાં આજે આ બદી જે અંશે દેખાદેખીથી ફેલાઈ છે, તેટલે દરજ્જે ભૂતકાળમાં કદીયે ફેલાઈ નહોતી. અને તેથી આપણી કારીગરી અને કામગીરીને જે ધોકો પહોંચ્યો છે, તે આગળ કદી પહોંચ્યો નહોતો. દુનિયાની ઔદ્યોગિક હરીફાઈમાં આપણી આજની અધોગતિનાં અનેક કારણોમાં આ પણ એક સબળ કારણ સમજવું. એ કારણની અસર માત્ર જે કામદાર પોતે જ નશો કરે તેને થઈ અટકતી નથી; પણ તેના કુટુંબને પાયમાલ કરે છે; અને તેના વંશજોમાં વારસારૂપ અવતાર લઈ પેઢી દર પેઢી અધોગતિમાં વધારો કરે છે. કામદારની બુદ્ધિ મંદ થાય, અને શક્તિ નાશ પામે, એટલે તેની રોજી ઓછી થાય. તેની રોજી ઘટે એટલે તેના કુટુંબનિભાવને આઘાત થાય. આવાં કારણસર તેનાં છોકરાંને સારી તાલીમ આપી ન શકવાને લીધે, તેઓની શક્તિ અને બુદ્ધિ તેનાથી પણ ઓછી થાય. છોકરાંઓ તો દેખે તેવું શીખે; એટલે આ બદી વંશપરંપરા વધતી જાય

તેમાં પણ નવાઈ નહિ. અને તેથી શારીરિક, માનસિક અને આર્થિક નુકસાન થાય તેની ગણુતરી કરવી પણ મુશ્કેલ છે.

## સરકારની સત્તા અને સામાજિક સડા

પ્રજાની આમ અધોગતિ થવા છતાં, સરકાર આવા સડા ટાળવા પ્રયત્ન ન કરે અને જે કોઈ પ્રયત્ન કરવા જાય તેને ગુનેગાર ઠરાવે, તેનો અર્થ શો? સરકાર જો કરવા ધારે તો આજે પણ ગાંધીજીની આ માગણી મંજૂર કરી શકે છે; કારણ, એમ તો કહી શકાય જ નહિ કે સરકારે આગળ આવું એક પણ પગલું નથી લીધું. ઉપર સતીનિષેધ અને બાળહત્યા બંધ કરનાર કાયદા કે ઢંઢેરાના દાખલા હું આપી ચૂકયો છું. સો વર્ષ પર સરકારે નિશ્ચય કર્યો કે સતી થવાનો રિવાજ અધમ અને અન્યાયી હતો. વૈધવ્યથી સતીત્વ કેટલે દરજ્જે સુખકર હતું, તેનો વિચાર કર્યા વિના ઢંઢેરો પિટાવી સતી થનારને મનાઈ ફરમાવી. અને તે મનાઈમાં ફતેહ મળી. સરકારે કહ્યું કે "હવેથી સતી કોઈ થાય નહિ." અને ત્યારપછી કોઈ સતી થઈ નહિ. આ સૈકાની શરૂઆતમાં એવો જ ચમત્કાર સરકારે પુનઃ અફીણની બાબતમાં અજમાવી જોયો છે. આજે જેમ આબકારી ખાતામાંથી સરકારને વર્ષે રૂા. ૨૦ કરોડની આવક છે, તેમ આગળ અફીણમાંથી રૂા. ૧૦ કરોડ જેટલી વર્ષે આવક હતી. ચીના લોક જે હિંદુસ્તાનનું અફીણ મુખ્યત્વે વાપરતા તેઓ આ બદીથી નુકસાન પામે છે એમ અંગ્રેજી નીતિશાસ્ત્રના ઇજારદારોને લાગી આવ્યું. એટલે તેમણે હિંદી સરકાર પર દબાણ કર્યું અને ફરમાવ્યું કે આવા અનીતિમય

માર્ગે સરકારે આમદાની કરવી નહિ! એ નીતિના અખતરાથી અંગ્રેજ સરકારને તો કંઈ ખોટ થવાની જ નહોતી; એટલે પછી નીતિમાન થવામાં વાંધો પણ શું? અંગ્રેજોની દેશભક્તિ પણ પાંચ ટકાની પ્રાપ્તિ થાય ત્યારે પ્રગટે; અને નીતિમાનપણાનો દાવો તો પારકે ખર્ચે જ રખાય. ચીનાની સદીઓની બદી અંગ્રેજ નીતિમાને એક ફટકે દૂર કરવા નિશ્ચય કર્યો. અલબત, ચીનમાં પણ અફીણનું વાવેતર થતું હતું; પણ ચિનાઈ સરકારે જણાવ્યું, અને બ્રિટીશ સરકારે માની લીધું કે ચીનમાંથી આ સડો તો જ નાબૂદ થાય કે જો હિંદમાંથી આયાત થતું અફીણ અટકાવવામાં આવે. એટલે હિંદી સરકારના બ્રિટિશ સ્વામીએ હુકમ કર્યો કે હિંદમાંથી ચીન જતું અફીણ અટકાવવું. હુકમના બંદાઓએ હુકમ શરોચશ્મ કર્યો, અને વર્ષે પરદેશથી આવતી,—હિંદી રૈયત પર જરા પણ દબાણ નહિ કરતી—૧૦ કરોડની આમદાની પર કાપ મૂકયો. જ્યારે અફીણની આવક સરકારે આમ બંધ કરી, ત્યારે પ્રાંતિક અને વડી સરકારની કુલ આવક રૂા. ૧૨૦ કરોડની હતી; એટલે કે બ્રિટિશ નીતિમાનોની નીતિમત્તા સિદ્ધ કરવા આપણી સરકારે તેની વર્ષે કુલ આવકમાંથી ૮ ટકા જેટલો ભોગ આપી બ્રિટિશ દેવને તૃપ્ત કર્યા. આજે હિંદી રૈયતમાંથી દારૂની બદી દૂર કરે તો સરકારને ૨૦ કરોડની ખોટ જાય,—જુમલે આવક રૂપિયા ત્રણ અબજમાંથી,—એટલે કે ૬ ટકા જેટલો ભોગ હિંદી પ્રજાની ઉન્નતિ અને લાભ માટે આપવો પડે! જ્યારે ચીના લોકની આ બદી દૂર કરવાનો હિંદી સરકારે નિશ્ચય કર્યો, ત્યારે હિંદી પ્રજાના અગ્રણી રાજપુરુષોએ ચીના પણ આપણા

સમદુઃખી ભાઈ છે એમ સમજી, આ રાજનીતિને ટેકો આપ્યો. ચીનાની ખુવારીમાં આપણો આડકતરો પણ હાથ હોવો ન જોઈએ એમ સમજી, હિંદી રાજપુરુષોએ સરકારની આ નીતિને સહૃદય સંપૂર્ણ ટેકો આપ્યો. અને આમ ટેકો આપતી વેળા તેઓ સારી પેઠે જાણુતા હતા કે આ નુકસાનનો બદલો વાળવા સરકાર કંઈ વ્યર્થ વધતો જતો લશ્કરી ખર્ચ કમી કરનાર નથી; પણ ઊલટી એની ખોટ તો હિંદી પ્રજા પર પડતા કરવેરા વધારીને જ પુરાશે. એટલે એમનો આ ટેકો બેવડો પ્રશંસનીય ગણવો જોઈએ. હિંદી સરકાર હિંદી પ્રજાને લાભ કરવા ભાગ્યે જ પગલાં ભરે અને બીજી પ્રજાને હિંદને ભોગે આમ લાભ કરવા જાય, ત્યારે તેનો બદલો હિંદ પર પડતો બોજો લશ્કરી કે સાધારણ ખર્ચ કમી કરીને વાળતા નથી; પણ નવા કરભાર વધારીને આપે છે! ખરું, અફીણની આવક એકદમ નહિ ઘટાડી, પણ દશ વર્ષના અરસામાં નાબૂદ કરી. પણ તેથી શું ? અહીં વાત રાજનીતિના મૂળ સિદ્ધાંતની છે—રાજપુરુષોની આંતરિક વૃત્તિની છે.

## સરકાર મદ્યનિષેધ કરે તો ?

આજે આવી આંતરિક વૃત્તિ સરકાર જાહેર કરવા માગે તો—મદ્યનિષેધની રાજનીતિ માન્ય રાખે તો—તમામ પ્રાંતિક સરકારની આમદાનીમાં કુલ ૨૦ કરોડ રૂપિયા જેટલો ઘટાડો થાય. તેને લગતો ખર્ચ જે આજ રાખવામાં આવે છે તે પણ મોટે ભાગે કમી થાય. એટલે કુલ નુકસાન તો ભાગ્યે જ ૧૬–૧૭ કરોડ જેટલું થાય. સર્વ સરકારની કુલ આવક ત્રણ

અબજ, તેમાંથી ૨૦ કરોડ એટલે પંદરમા ભાગનો ભોગ. જ્યારે અફીણની કુલ ૧૦ કરોડની આવક જુમલે ૧૨૦ કરોડની આમદાનીમાંથી બલિદાન રૂપે અપાઇ, ત્યારે તે બારમા ભાગ જેટલો ભોગ હતો. સરકાર મદ્યપાનનિષેધ ફરમાવે તો તેથી હિંદી પ્રજાને સીધો લાભ થાય; અને તે લાભ માત્ર સરકારી કરના બચાવમાં જ નહિ, પણ આજે કુમાર્ગે ખર્ચ થાય છે તેની અટકાયતમાં દેખાશે. સરકારને અફીણની આવક નાબૂદ કરતાં દશ વર્ષ લાગ્યાં. ન્યાય પ્રમાણે અને ખુદ હિંદી પ્રજાના જ લાભ ખાતર સરકાર પાંચ કે તેથી પણ ઓછાં વર્ષમાં આ પાપી આમદાનીની શા માટે આહૂતિ ન આપી દે? પચીશ વર્ષ આ બદી ટાળવાના પ્રયોગ માટે સદ્ગુણી સરકારને શા માટે જોઈએ? મહાત્મા ગાંધીજી જેવા મદ્યનિષેધને મૂળતત્ત્વ સમજનાર રાજપુરુષો તો આ બદી એકદમ સમાવી દેવા માગે છે. પરંતુ જો સરકાર જાહેર પ્રતિજ્ઞા લે કે ત્રણ કે પાંચ વર્ષમાં આ પાપી આમદાની ત્યજી દઈશું અને આ ઠરાવેલ સમય દરમ્યાન એવી યોજના ઘડીશું કે જેથી આ પાપમય કર્મ સમૂળગું નષ્ટ પામે; અને સાથે દારૂની દાણચોરી કરનાર ગુપ્ત પેદાશ ન કરે; તેમ જ આ આમદાનીની ખોટ પૂરી કરવા આમદાનીના બીજા નવા દરવાજા શોધી ખોળી શકાય; આવી જાહેર પ્રતિજ્ઞા સરકાર કરે, અને તે બર લાવવાને તરત જ કાર્યાત્મક પગલાં લે, તો મદ્યનિષેધની આ માગણી મોટે ભાગે મંજૂર થયેલી ગણી શકાય.

સરકાર આવી પ્રતિજ્ઞા લેશે કે? ખાતરી આપશે કે? કાર્યાત્મક રાજનીતિ આદરશે કે? આજે તો એને મદ્યનિષેધની

માગણીની પણ સૂગ લાગતી જણાય છે. જે લોક પોતાને જોખમે, દારૂડિયાને વીનવી તેમને દારૂ પીતા અટકાવવા પ્રયત્ન કરે છે તેમને ગુનેગાર ઠરાવી દંડે છે, ત્યારે પ્રજાનાયકો શું કરે ? બેશક સરકાર એક બદી રદ કરવા માટે દશ નવા સડા દાખલ કરે, તે કોઈ કબૂલ રાખશે જ નહિ. ગાંધીજીની ૧૧ શરતો તે હિંદી પ્રજાની કુલ માગણીનો સારાંશ સમજવો. તે પરસ્પર વિરોધી નથી અને એમાંની એકાદ કોઈ મંજૂર કરવાથી બીજીનો અનાદર કરવો પડે એમેય નથી. સરકાર જો ખરેખર પ્રજોન્નતિ માટે ઇંતેજાર હોય, તો આ પૈકી તમામ મુદ્દાઓ સત્વર બર લાવવામાં તેને કોઈ વાંધો આવે જ નહિ. મદ્યનિષેધનો મુદ્દો પહેલો છે. એ સરકારની સહૃદયતા અને પ્રમાણિકતાની કસોટી છે. બીજા દેશની સરકારે તે સિદ્ધ કર્યો છે. આપણી સરકારે પણ ચીન જતા અફીણની બાબતમાં તે સિદ્ધ કર્યો છે. તો પછી હિંદ અને હિંદીઓના લાભ માટે તેનો ફરી અંમલ શા માટે ન કરે ?

## ૨

# હૂંડિયામણનો દર

### હૂંડિયામણથી નુકસાન

મહાત્માજીની ૧૧ શરતોમાં બીજે નંબરે એવો એક મુદ્દો છે કે જેથી દેશના આર્થિક જીવનનાં મૂળ પર અસર થાય છે. ૧૧ મુદ્દાઓમાંનો બહુ જ મોટો ભાગ તો કેવળ આર્થિક પ્રશ્નોનો જ છે અને તેથી પણ પ્રજાની તેમ જ સરકારની આંખ

ઊપડવી જોઈએ, કે સ્વરાજની લડત કેટલે દરજ્જે વાસ્તવિક છે, અને કેટલા પ્રમાણમાં તે માત્ર લાગણીની વાત છે. ગાંધીયુગ આગળના જમાનામાં, એટલે કે યુરોપીય મહાભારત પૂર્વે, હિંદમાં રાજકીય જાગૃતિ તો બેશક આવી હતી, અને પ્રજા પોતાના હક્ક અને લાભ સમજતાં શીખી હતી. પણ ગાંધીયુગની જાગૃતિ અને લડતની આ ખૂબી છે કે રાજકીય લડત સ્પષ્ટતઃ આર્થિક યુદ્ધ છે એમ સાબિત દિનપ્રતિદિન વધારે અને વધારે થતું જાય છે. સરકારનો વિરોધ પણ એ જ મૂળતત્ત્વ સાબિત કરે છે, કે જેમાં હિંદી પ્રજાનું ખરું હિત, તેમાં હિંદની અંગ્રેજ સરકાર અહિત સમજે છે. અને આ લાભાલાભની વાત હવે માત્ર ખ્યાલી પ્રદેશની નહિ, પ્રજાના પ્રાથમિક હક્કની પણ નહિ, પરંતુ રોજિંદા જીવનમાં દરેકને પ્રત્યક્ષ થતા આર્થિક લાભાલાભની વાત બની રહી છે. પ્રજા તે સમજે અને આપણું સ્વરાજયુદ્ધ આર્થિક સ્વાતંત્ર્ય મેળવવા માટે, આર્થિક ઉન્નતિ સાધવા વાસ્તે છે એમ જાણી જાય, એટલે તે સરકારના દાવપેચથી નહિ ડરે કે નહિ ફરે.

## સરકારની ચલણનીતિ

હિંદી બ્રિટિશ તવારીખમાં સરકારની ચલણનીતિનું પ્રકરણ ખરેખર આશ્ચર્યકારક પ્રકાશ પાડશે. એક પ્રજા બીજી પ્રજા પર અમલ કરે, તે કદીયે તે તાબેદાર પ્રજાના લાભ માટે હોઈ શકે જ નહિ, એ બતાવવા માટે આ એક પૂરો દાખલો બસ થશે. જેણે કોઈએ એ ચલણનીતિથી થયેલા નુકસાનનો ક્ષણભર પણ ખ્યાલ કર્યો હશે, તેને નવાઈ એમ નહિ લાગે કે મહાત્માજીએ તેમની ૧૧ શરતોમાં હૂંડિયામણના દરનો મુદ્દો શા માટે દાખલ

કર્યો. આશ્ચર્ય તો તો લાગત, કે જો તેમણે એ મુદ્દાની અવજ્ઞા કરી તેને પડતો મૂક્યો હોત. હિંદી પ્રજાના કહેવાતા રાષ્ટ્રીય કરજ સંબંધી લખેલી લેખમાળામાં આ લેખકે માત્ર રૂપિયા, આના, પાઈમાં ગણીએ તોપણ આ માર્ગે આપણી કેટલી ખુવારી થઈ છે, તેનો કંઈક ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. માત્ર આપણા પરદેશ સાથેના વ્યાપારમાં, અર્થાત્ દેશમાં ઊપજતો કાચો માલ અને બીજી નિકાસ પેદા કરનાર ખેડૂતને, સરકારની ચલણનીતિથી, ૧૮૯૩થી માંડી આજ સુધીનાં ૩૭ વર્ષમાં રૂા. ૧૭૦૦ કરોડ જેટલું નુકસાન થયું છે! હિંદનો ખેડૂત, એટલે કે દુનિયાનો દીનમાં દીન પ્રજાજન. છતાં પણ દીન જન પાસે કંઈ દોલત હોય, ઘરેણાંગાંઠાંના રૂપમાં કંઈક ચાંદીમાં મિલકત સંઘરી હોય, તો તેને દર રૂપિયે છથી દશ આના જેટલું નુકસાન એ જ ચલણનીતિએ પહોંચાડયું છે—એ જ હૂંડિયામણની ભૂલમાળાએ પ્રગટાવ્યું છે. સ્વરાજની લડત મહાત્માજી શાંતિમયપણે ચલાવવા ચાહે છે અને તેથી આવી રાજનીતિ (?) નો ચિતાર આપતાં લેખકે, અલબત, એવા શબ્દો ન લખવા જોઈએ કે જેથી સ્વરાજગાન બેસૂર થાય. પણ જ્યારે આ ચલણનીતિ (?) ની ભૂલમાળાનો ખ્યાલ કરીએ ત્યારે ભાષાવિનીતતાનું ભાન રાખવું અતિ જ મુશ્કેલ પડે છે. ઉગ્ર વચનથી કદાચ મૂળ ધ્વનિમાં બેસૂરતા થવા સંભવ રહે; પણ અનેક વાર, તે સંભાળ રાખવા છતાં, અનિવાર્યપણે લખાઈ જવાય છે. આવી રીતે થતી નુકસાની એટલી સામાન્ય અને સંગીન છે કે ખુદ સરકારનાં અંદાજપત્રોમાં અનેક વાર તે સ્પષ્ટ-પણે જણાવવામાં આવી છે; અને તેથી ઉદ્ભવતી ખોટ પૂરી

કરવા માટે નવા કરવેરાના બોજા અથવા નવા કરજભાર વહોરવા પડયા છે. આમ સ્પષ્ટપણે જણાવેલી ખોટમાત્રનો આંકડો રૂપિયા ૧૦૦ કરોડનો થવા જાય છે. અને તેથી જ નવાઈ લાગતી નથી કે મહાત્માજીએ આ મુદ્દો આપણી કમમાં કમ રાષ્ટ્રીય માગણીમાં શામાટે દાખલ કરી દીધો છે. ચલણની રાજનીતિ સ્વરાજસત્તા મળે તો તે મારફતે સુધારી શકાય. પણ ધારાસભામાં રીતસર કાયદો પસાર કરાવવામાં નિરર્થક કેટલો વખત જાય? અને તે દરમ્યાન પ્રજાને કેટલી હાડમારી થયા કરે, નુકસાની વધ્યા કરે? આને બદલે, સરકારની સ્વરાજ પ્રતિ સહાનુભૂતિ ખરેખર સંગીન હોય, તો મહાત્માજીએ તેની કસોટીરૂપ આ સૂચના કરી છે—આ મુદ્દો રજૂ કર્યો છે—કે જેથી ચલણનું વલણ વધારે નિશ્ચિત અને લાભદાયી પાયા પર રચાય.

## હૂંડિયામણનો દર એટલે શું?

મહાત્માજીની આ બીજી માગણી પર આપણે ઘડીભર ઊંડાણથી વિચાર કરીએ. મહાત્માજી શું માગે છે? અગિયાર શરતોમાંની બીજી શરત કહે છે કે હૂંડિયામણનો દર આગળ હતો તેમ ૧૬ પેનીનો કરે. ૧૯૨૭થી હાલનો દર કાયદાની રૂએ ૧૮ પેનીનો મુકરર કરવામાં આવ્યો છે. ત્રણ વર્ષ પર જ્યારે આ ફેરબદલી કરી ત્યારે હિંદી પ્રજાના પ્રતિનિધિઓએ મજબૂત વાંધો ઉઠાવ્યો હતો. સરકારની મતલબ સિદ્ધ થઈ ખરી પણ તે કેવા ભોગે? ધારાસભામાં બહુમતી મેળવવા તેમણે શું નહોતું કર્યું? સરકાર જે પોતાના ઊંચા સિદ્ધાંતસર કામ લેવાની ટેક માટે મગરૂર છે તેની નામના જમીનદોસ્ત કરવામાં

શું બાકી રહ્યું હતું? પણ હવે તે વીતી ગયું; અને મહાત્માજી એટલા વિચારશીલ, વ્યવહારબુદ્ધિના રાજપુરુષ છે કે જે આમ નિરર્થક રુઝાયેલો ઘા ઉખેડવામાં માને નહિ. પણ જ્યારે સરકાર અથવા તેના હિમાયતીઓ, હૂંડિયામણ જેવા મુદ્દાનો એમ ઉત્તર આપે કે, સરકારે જાહેરપણે મુકરર કરેલ વ્યવસ્થાનો તે પોતાના સ્વમાન ખાતર ભંગ કરી શકે નહિ, ત્યારે ન છૂટકે યાદ આપવાની ફરજ પડે છે કે (૧) આજનો પ્રચલિત દર ફક્ત ત્રણ વર્ષ પર જ મુકરર કરેલો છે, એટલે તે ફેરવવાથી જૂના અને ચાલુ સાટાને કોઈ રીતે બાધ આવે જ નહિ. (૨) ઊલટું, જ્યારે ૧૯૨૭માં સરકારે ૧૮૯૮થી ચાલુ રહેલો દર આવા કાવાદાવાથી બદલાવ્યો, ત્યારે તેમણે જૂના અને ચાલુ સાટાને મોટો ધોકો પહોંચાડયો હતો, અને ગરીબવર્ગને મોટી હાનિ કરી હતી. (૩) ત્રીશ વર્ષ દરમ્યાન થયેલા સોદાસાટાની જે સરકારે પોતાના નજીવા સ્વાર્થ માટે આમ અવજ્ઞા કરી, અને જેની પાસેથી રૂપિયો લેવા ધાર્યો હતો, તેની પાસેથી ૧૮ આના વસૂલ કરવાની આ યુક્તિ કરી, તે સરકાર માત્ર ત્રણ વર્ષના કૉન્ટ્રેક્ટમાં મુશ્કેલી નડશે એ બહાને આવો અતલગનો સવાલ કેમ ઉડાવી શકે? (૪) વળી જે પેરવીઓથી આ સુધારો ધારાસભા મારફત મંજૂર કરાવ્યો હતો, તે પણ એટલી અનીતિમય અને ગેરવ્યાજબી હતી, કે સરકાર એવી રીતે સિદ્ધ કરેલા પોતાના ઉદ્દેશને જેમ જલદી ત્યજી દે તેમ સારું. (૫) ચલણના પ્રશ્નમાં સરકારે વચનભંગનો આરોપ પોતા પર અનેક વાર વહોરી લીધો છે; અને એમ વચનભંગ બની હિંદી પ્રજાને કરોડોની, બલ્કે અબજોની હાનિ પહોંચાડી છે. આજે મહાત્માજી

સરકારે મુકરર કરેલી રાજનીતિ ફેરવવાનું કહે છે-હિંદી પ્રજાના, હિંદી વેપારના, હિંદી ઉદ્યોગના દેખીતા જ લાભ ખાતર ! સરકાર તે મુદ્દો સાંભળવા પણ તૈયાર લાગતી નથી. તેના પર વિચાર કરવા જેટલો વિવેક દેખાડવો એ પણ સરકારને સ્વમાન-ભંગ જેવું, સત્તાહીન થવા જેવું લાગે છે. સરકારની આ મનોદશા તે ક્યાં સુધી પરવડે? એવી સરકારને સહાનુભૂત સરકાર કેમ કહેવાય ?

## દાખલા અને પુરાવા

આટલો નાનો સુધારો કરવા માટે સરકારને જો દાખલા અને પુરાવા જોઈએ, તો ભૂતકાળમાં ભંડાર ભર્યો છે. ગાંધીજી માગે છે એવો દાખલો સરકાર આજ બેસાડે, તો હિંદી પ્રજાને મોટો સંતોષ થશે, એટલું જ નહિ, પણ તેમને મોટો લાભ થશે. ૩૭ વષ પર એટલે કે ૧૮૯૩માં તેમણે પ્રથમ દાખલો બેસાડયો, રૂપિયા પાડવાની ટંકશાળ જાહેર પ્રજાને માટે બંધ કરીને. આ દાખલાથી સરકારે પ્રજાના એક પુરાણા અને પ્રાથમિક હકને તરાપ મારીને એક જ ફટકે છીનવી લીધો. આ હક સિદ્ધ કરવા માટે પ્રજાને અચૂક ભોગ (Prescriptive Right) ની જરૂર નથી. છ વર્ષ વીત્યા બાદ, સરકારે નવો દાખલો બેસાડયો. રૂપિયાની ટંકશાળ બંધ કરી તેની અછત કરી, તેથી તેનો સિક્કા તરીકેનો ભાવ આસ્તેઆસ્તે વધવા પામ્યો હતો, તે ૧૮૯૯માં નિશ્ચિત કર્યો. ચાંદીના એક તોલાની કિંમત જ્યારે ૧૧ આનાથી ઓછી થવા જતી હતી, ત્યારે તેમણે રૂપિયાની કિંમત ૧૬ આના ઠરાવી. ચાંદીનો એક તોલાનો

કટકો, અને રૂપિયાનો સિક્કો; એમાં ફેર માત્ર એટલો કે રૂપિયા પર રાજાની છાપ અને કેટલાક શબ્દો, અને ચાંદીના તોલાભારના કટકા પર કશું નહિ. અને આ ફેરની કિંમત દર રૂપિયે દર તોલે ૬ આના ! આ કૃત્રિમ કિંમત ટકી રહી, કારણ પ્રજાને સરકારના વચનમાં વિશ્વાસ હતો. આવો વિશ્વાસ રાખવો નિષ્કારણ છે, એમ પ્રજા તે વેળા, અને ત્યારપછી સોળ વર્ષ સુધી જોઈ શકી જ નહિ, કારણ કસોટીનો પ્રસંગ પડયો નહિ. સોળ વર્ષમાં ઘણાયે ફેરફાર થયા, ચલણની નીતિના પણ કેટલાયે ભવાંતર થઈ ગયા, પણ પ્રજા તે જોઈ શકી નહિ. કોઈએ તેનું લક્ષ્ય તે તરફ ખેંચ્યું નહિ. સરકારે ૧૮૯૯માં હિંદમાં સોનાનું ચલણ પ્રવર્તાવવાનું વચન આપ્યું હતું. અને એ વચનને આધારે રૂપિયાની આમ કૃત્રિમ રીતે વધારેલી કિંમત પ્રજાએ માન્ય રાખી હતી. આ સોળ વર્ષની શાંતિ દરમ્યાન સરકારે તે વચન પાળ્યું નહિ; અને ઊલટું સોના–ચલણની વિધિ નુકસાનકર્તા છે એમ લોકને સમજાવવા પ્રયાસ કર્યો હતો. સાથે રૂપિયાના નવા નીપજતા સિક્કામાંથી દર વર્ષે થતો અઢળક નફો—જેની અનામત થાપણ કરી આગળ જતાં સોનાનું ચલણ વાસ્તવિક રીતે પ્રવર્તાવવાનું આશ્વાસન અપાયલું હતું—તે બ્રિટિશ સરકારની લોન ખરીદવામાં રોકી દેવાયો. આવા કરોડોના રોકાણથી બ્રિટિશ વેપારઉદ્યોગને મળતી રાહત હિંદી રાજપુરુષો સમજી ન શકયા અને તેથી આપણા વેપારઉદ્યોગને થતી હાનિ પણ કોઈ જોઈ ન શકયા અથવા જોવા દીધી નહિ. પણ આખરે આવ્યો યુરોપીય વિગ્રહ; અને તેમાં આ રાજનીતિની

અણુજાણી કસોટી થઈ. ચાંદીની કિંમત લડાઈના કારણે વધી પડી હતી, અને રૂપિયાના સિક્કા પાડવામાં હિંદી સરકારનો નફો નષ્ટ થઈ ગયો. સાથે એ જ લડાઈના કારણે હિંદની નિકાસ વધી, આયાત અટકી, પરદેશથી ખંડણુનો પ્રતિકાર થયો, અને તેથી પ્રતિવર્ષ રૂપિયાની જરૂર વધતી ચાલી. સરકારે નોટો વધારી, પણ તેથી કાંઈ વળ્યું નહિ. બેંકો અને વેપારીઓને છૂટથી ધીરધાર કરતાં અટકાવ્યાં; પણ તેથીયે કાંઈ વળ્યું નહિ. એટલે આખરે પોતાનું વચન તોડયું. સોળ પેનીને ઠરાવેલો રૂપિયો જ્યાં સુધી નફો કરી સરકાર આપી શકતી ત્યાં સુધી તેમ કરવામાં તેને કોઈ જાતનો વાંધો હતો નહિ. પણ સોળ પેનીના રૂપિયાની કિંમત વધવા લાગી કે તરત જ સરકારે પોતાનો સોળ વર્ષનો કરાર રદ કર્યો.

૧૯૧૬–૧૯૧૯માં સરકાર અને તેના સલાહકારોને એમ જ લાગતું હતું કે ચાંદીની કિંમત ભવિષ્યમાં ચડતી જ રહેશે, અને તેથી તેમણે નવા રૂપિયા મૂળ ભાવે પાડી નુકસાન ખમવાને બદલે વચનભંગનો દોષ વહોરવો વધારે પસંદ કર્યો. ૧૯૧૯–૨૦ની એક ખાસ સમિતિએ તે વખતના સંજોગો તપાસી ભલામણુ કરી કે ભવિષ્યમાં રૂપિયાની કિંમત ૨૪ પેનીને ભાવે સોનામાં ગણવી. આ ભાવ પણ કૃત્રિમ હતો અને તે નિભાવવાને સરકારને લગભગ ૫૦ કરોડની ખોટ ખમવી પડી! અને પરિણામે તેમનો નવો અખતરો નિષ્ફળ નિવડ્યો. ઉપર જણાવેલું ૫૦ કરોડ લગભગનું નુકસાન સરકારે આપણાં જમા થયેલાં નાણાંમાંથી ભરી લીધું; અને એ ભયંકર “ભૂલ” કરનાર સર માલ્કમ હેલી સાહેબને પાયરી દર પાયરી ઉત્તરોત્તર

વૃદ્ધિ કરવાની નવાજેશ કરી. હિંદી પ્રજા તમામને એ "ભૂલનો" કેટલો ભોગ આપવો પડ્યો હશે તે તો ઈશ્વર જાણે. પણ આટલું આપણે પણ કહી શકીએ કે સો વર્ષના અરસામાં, દુકાળનાં વર્ષ ગણવા છતાં, હિંદુસ્તાનના વેપારમાં નિકાસનું જે સદાય પ્રાધાન્ય હતું, તે આ એક જ ફટકે તોડી પાડ્યું. ૧૯૨૧–૨૨ માં હિંદના ઈતિહાસમાં પહેલી જ વાર નિકાસ કમી થઈ, અને આયાત વધી પડી. રૂપિયાના કૃત્રિમપણે વધારેલા દરને લીધે હિંદી નિકાસ કરનારને માર પડતો હતો; અને પરદેશી માલ આયાત કરાવનારને લાભ થતો હતો. એ લાભ દેખી ન શકાય, અને કદાચ માપી પણ ન શકાય. પણ તે સમજી તો સૌથી શકાય. સરકાર આવી સજ્જડ ખોટ દર વર્ષે ખમી ન શકે, માટે તેણે ૧૯૨૦ નો અખતરો પડતો મેલ્યો અને ૨૪ પેનીનો રૂપિયો તો નામનોયે ન રહ્યો. પણ આવા કડવા અનુભવ પછી પણ સરકારી અમલદારો રૂપિયાનો ભાવ બનાવટી રીતે ચડાવવાનો લોભ વિસારી શક્યા નહિ. જો રૂપિયાનો ભાવ આમ ગમે તે રીતે ઊંચો રાખવામાં આવે, તો સરકારને એ જ રકમમાં વધારે મૂલ્ય મળે. સરકારના તિજોરીખાતાને તો બહુ જ ગમે. કારણ દર વર્ષે પાઉંડમાં જતી વિલાયતની ખંડણી માટે તેમને ઓછા રૂપિયા તોળી આપવા પડે. એટલે ૧૯૨૦–૨૬ ના અરસામાં રૂપિઆનો દર પડી જવા છતાં ૧૯૨૭ માં ખાસ કાયદો પસાર કરાવી સરકારે રૂપિયાની હૂંડી કિંમત ૧૮ પેની ઠરાવી છે. આ રકમમાં કંઈ જાદુ નથી. પણ સરકારના તિજોરીખાતાવાળા તો, જાણે તે હિંદના રાષ્ટ્રીય જીવનને નિભાવવાનું તાવીજ હોય તેમ વર્તન કરી રહ્યા છે.

## ચલણપ્રકરણ અને નીતિશાસ્ત્ર

આટલી વાત સરકારની આંટની અને તેના દાખલાની. હવે આપણે ચલણપ્રકરણનું નીતિશાસ્ત્ર તપાસીએ. સરકાર તો આત્મા વિનાનો સ્થૂલ સંચો છે; તેમાં નીતિ–અનીતિની વાત યોગ્ય છે કે નહિ તેનો અહીં વિચાર કરવાનો નથી. પણ જ્યારે સરકાર પોતે જ, રૂપિયાનો દર નહિ ફેરવવા માટે નૈતિક સિદ્ધાંતો પર આધાર રાખવા જાય છે, ત્યારે એ દલીલ પણ વિચારવા યોગ્ય થાય છે. હિંદી પ્રજાની આ લગભગ એકે અવાજે થયેલી માગણીનો ગાંધીજીએ પડઘો પાડયો છે. સરકાર તેના ઉત્તરમાં કહે છે કે હવે જો રૂપિયાનો દર ફરી વાર બદલાવીએ, તો જે લોકોએ આ ભાવ પર શ્રદ્ધા રાખી, તેને નિશ્ચિત માની લાંબી મુદતના સોદા કર્યા હશે, તેમને અત્યંત અન્યાય થશે. આ દલીલ—જે સરકારે ૩૦ વર્ષમાં ત્રણ વાર દર બદલાવ્યો છે, અને તે પણ ૧૯૧૬–૨૦ દરમ્યાન થયેલી ફેરબદલીને તો ગણતરીમાં પણ ન લઈએ ત્યારે,–તેના મોંમાં બિલકુલ શોભતી નથી. આગળ જ્યારે ખુદ સરકારે પોતે જ આમ દર બદલાવ્યા કર્યો, ત્યારે તેમની સોદા અખંડ રાખવાની બુદ્ધિ કયાં બહેર મારી ગઈ હતી? અને દલીલ ખાતર ઘડીભર આ દલીલ કબૂલ પણ રાખીએ, તોપણ પૂછવાની જરૂર છે કે ગાંધીજી માગે છે તેમ રૂપિયાની કિંમત પુનઃ ૧૬ પેની ઠરાવવામાં આવે, તો તેમાં સરકારને મોટી હાડમારી ક્યાં લાગે છે? અને એમાંથી નુકસાન ઉદ્ભવે તો તે કોને ખમવું પડશે? જે દેશમાં અસંખ્ય રકમના રોજિંદા સોદા હોય, તેમાં તો આમ ફેરબદલી કરવાથી બહુ મોટી વિપત્તિ સંભવતી નથી. અને જે પરદેશના વ્યાપારને

લગતા સોદા છે,—અને જે પરિપૂર્ણ કરવામાં કેટલાક સમયનો વ્યય અનિવાર્યપણે કરવો પડે છે—તેમાં પણ કોઈ મોટી નુકસાની નહિ સંભવે કારણ સ્પષ્ટ છે. જે વર્ગ પરદેશી વ્યાપારમાં ગૂંથાયલો છે, તે એટલો બાહોશ છે કે તેજીમંદીનો સામટો કર ગણીને જ સોદા કરે. સરકારી તિજોરીખાતાના મહંતો સિવાય, કોઈ વર્ગમાં એવી માન્યતા હતી પણ નહિ, અને છે પણ નહિ, કે સરકારે મુકરર કરેલ રૂપિયાનો દર અનંતકાળ પર્યંત અમોઘ જ રહેશે. પરદેશી વેપારમાં મશગૂલ દરેક આસામી આવા ફેરફાર, બિલાડી જેમ ઉંદર ઝડપવા તાકી બેઠી હોય, તેમ બેઠા રહે છે, અને જ્યારે આવા ભાવફેરની આવી મોટી જાહેરાત ન થઈ હોય, ત્યારે પણ તીવ્ર બુદ્ધિના વેપારી તો તેનો લાભ લેવા સદા તત્પર જ હોય. સર પુરુષોત્તમદાસે ૧૯૨૮ ના બજેટ દરમ્યાન એવા ઉદ્‌ગાર કાઢયા હતા, કે જે દ્વિઅર્થી વાક્યોથી લોકોને શંકાશીલ થવું પડે. પણ પ્રજાએ તો આશા કદીયે મૂકી નથી કે આ અન્યાયી દર આખરે રદ થશે જ. સર પુરુષોત્તમદાસ શા કારણે પોતાની મૂળ લડતમાં મંદ બન્યા હશે, તે તો તેઓશ્રી જાણે! પણ રૂપિયાના દરના હિંદના સર્વોત્તમ હિમાયતી કંઈક ફરી બેઠા લાગે, અથવા દ્વિઅર્થી વાક્યો વદે તેથી કંઈ પ્રજા તમામ સરકારી તિજોરીખાતા અને પ્રજાનાયક વચ્ચેના આવા તારા-મૈત્રકથી મોહાંધ કેમ બની જાય?

## જમીનની મહેસૂલના સોદા

એક જ જાતના સોદામાં સરકારની આ નીતિશાઅને

અવલંબતી દલીલ કેટલેક અંશે લાગુ પડે. સરકારે ખેડૂત સાથે ત્રીશ વર્ષ માટે જમીનની મહેસુલ રોકડ નાણુંમાં ભરવાનો સોદો કર્યો છે. હવે જો રૂપિયાનો દર બદલાવો-કમી કરો-તો ખેડૂતવર્ગ વાંધો ઉઠાવે કે ? તેને નુકસાની થાય કે ? જો કોઈ આ પ્રશ્ન પર વિચાર કરતા હશે, તેને તો આમાં રજ પણ મહત્ત્વ નહિ લાગે. રૂપિયાની કિંમત કૃત્રિમ રીતે વધારવાથી ખેડૂતને પોતાની પેદાશનો દરવર્ષે વધતો જતો ભાગ રૂપિયામાં મૂળ અથવા ઓછી રકમે વેચવો પડે છે. અને તેના પર જમીનની મહેસૂલનો ભાર રોકડા રૂપિયામાં ૩૦ વર્ષ સુધી પડતો હોવાથી, તેને તો બેવડી હાનિ થાય છે. તેની મહેનત અને પેદાશના સ્વરૂપમાં ગણીએ તો સરકારી કર ૧૨½ ટકા નહિ પણ ૨૫ કે તેથી પણ વધારે ટકા જેટલો વધી પડયો છે. એટલે રૂપિયાનો દર સરકાર ફેરવે તો હિન્દના ¾ ભાગ જેટલી વસ્તીને તો ચોખ્ખો લાભ થવા સંભવે છે અને તેનું અણદીઠું શોષણ થતું અટકશે.

## પરદેશી માલના વેપારી અને હૂંડિયામણ

પરદેશી માલ હિંદમાં આયાત કરનાર વેપારીને આ નવા દરથી કદાચ લાભ થતો દેખાય, પણ તે લાભ પણ ઊંડી નજરે તપાસતાં ઝાંઝવાનાં જળ જેવો લાગે છે. સરકારે રૂપિયાની કિંમત કૃત્રિમપણે વધારી, તેથી તેમને વારંવાર ચલણના પ્રત્યેક વિભાગ પર બારીક નજર રાખવી પડે છે, અને તેના વહીવટમાં સારો જાપ્તો રાખવો પડે છે. રૂપિયાની સંખ્યા જરૂરિયાત કરતાં વધી જાય તો આ દર નિભાવવો

મુશ્કેલ પડે. એટલે સરકારને ચલણમાંથી રૂપિયા અથવા ચલણી નોટો ખેંચી લેવાં પડે છે. જે નીતિ અને સિદ્ધાંતની રૂએ રૂપિયાની ટંકશાળ ૧૮૯૩ માં બંધ કરી, સિક્કાની અછત કરી, તેના ભાવમાં વધારો કરાવ્યો હતો, તે જ નીતિ અને સિદ્ધાંત મુજબ આજે આ કૃત્રિમ અને વધારેલો દર ટકાવી રાખવામાં આવ્યો છે. અર્થશાસ્ત્રીઓ અને ખુદ સરકારના ટંકશાળી અથવા ચલણી અધિકારીઓની ગણતરી મુજબ હિંદમાં કુલ વપરાશ ૬૦૦ કરોડ કલદાર રૂપિયા અને લગભગ ૨૦૦ કરોડ જેટલી ચલણી નોટનો ત્રણેક વર્ષ પર હતો. હવે નવા રૂપિયા પાડતા નથી, અને જૂનામાંથી જે ઘસાઈ જાય, અથવા સરકારી તિજોરીખાતામાં પાછા આવે, તે પુનઃ ચલણમાં દાખલ કરતા નથી; પણ તેને ચાંદી તરીકે વેચી નાંખવામાં આવે છે. ચાંદીના ભાવ દુનિયા તમામમાં પડતા જ ચાલ્યા છે. એટલે આવા વેચાણથી છેલ્લાં ત્રણ વર્ષમાં સરકારે કેટલી નુકસાની કરી તે તો સરકારના ચલણી ખાતાના અમલદારો જ કહી શકે. પણ એ માર્ગે પ્રજાના વપરાશમાંથી લગભગ ૫૦ કરોડ બલ્કે તેથી પણ વધારે રૂપિયા ખેંચી લીધા છે. અને કમમાં કમ ૩૦ કરોડ રૂપિયા જેટલી નોટનું ચલણ ઓછું કર્યું છે. સોનામહોરો હવે પાડતા નથી, અને બ્રિટિશ ગીની હવે ચાલતી નથી. એટલે સરકારે આ કૃત્રિમ દર નભાવવા માટે ચલણમાં દશથી બાર ટકા જેટલી તંગી કરી છે. એ તંગીના ભોગે હિંદના કાચા માલની કિંમત બહુ જ પડી ગઈ છે. દુનિયાના બીજા દેશોમાં પણ કાચા માલના ભાવ ગગડી ગયા છે, પણ અહીં તો તેનાથી બહુ જ

વધારે પ્રમાણમાં ભાવ પડી ગયા છે. હવે આવી પડી ભાગેલી પેદાશવાળો વર્ગ શું ખરીદ કરી શકે ? અને એ વર્ગ એટલે હિંદી પ્રજાનો ૨/૩ ભાગ. પરિણામ આપણે નજરોનજર જોઈ એ છીએ. વેપાર–ખાસ કરીને આયાતનો વેપાર–૪૦ ટકા તો પડી ગયો. સરેરાશ માસિક ૨૦ કરોડની આયાતમાંથી આજે ૧૨ કરોડની જ આયાત થાય છે. અને તેમાં પણ જાહેર પ્રજા એટલે ખેડૂત વર્ગના વપરાશની વસ્તુનો ભાગ તો તેથી પણ વધારે ઘટી ગયો હશે. એ ઘટવાનું ખરું કારણ–મૂળ સબબ–પરદેશી માલના બહિષ્કારની હિલચાલ કરતાં આ સરકારે સાધેલી પ્રજાની ગરીબી હજાર દરજ્જે વધારે છે. અને તેથી જ આયાત કરનાર વેપારીને આજે આ કૃત્રિમ દરમાં કંઈ લાભ હાંસલ નથી.

## સરકારની મકસદ

હિંદી પ્રજાના કોઈ પણ વર્ગના હિતમાં જો આ કૃત્રિમ દર નુકસાનકર્તા હોય, તો સરકાર નિરર્થક હઠ લઈ આ નવો દર કોના લાભ માટે જારી રાખવા માગે છે? શું ખરેખર સરકારની એવી વૃત્તિ છે કે ગમે તે રીતે સન્માર્ગે નહિ તો કુમાર્ગે, બ્રિટિશ ઉદ્યોગને રક્ષણ આપવું અને તે નહિ તો આપણી પાસેથી ઈંગ્લંડ દર વર્ષે જે "હોમ ચાર્જિસ"ને નામે કરોડો રૂપિયાની ખંડણી લે છે તે કાયમ રાખવી ? અથવા તે ઉપરાંત, સરકારી તિજોરીખાતાના અમલદારોની બુદ્ધિ બહેર મારી ગઈ છે, તેની સાબિતીરૂપ, તે શું આડકતરો અણદીઠો કરવેરાનો બોજો વધારવા માગે છે ? ઈંગ્લંડનાં આગળનાં અનેક રાજારાણીઓએ ચલણની કિંમત કૃત્રિમ રીતે વધારી પોતાની નાદારી અટકાવી

હતી. તેનું અનુકરણ શું આજની આપણી બ્રિટિશ સરકાર હિંદી ચલણને કૃત્રિમ બનાવી આપણે ત્યાં આજ કરવા બેઠી છે? રૂપિયામાં તેમણે હલકી ધાતુનો ભેળ નહોતો કર્યો; પણ મૂળ ધાતુની એવી રીતે કિંમત વધારી તેનો અર્થ પણ એ જ અનીતિમય ચલણ પદ્ધતિ.

## ભાવતાલ પાણી પેઠે આપ મેળે જ પોતાની સપાટી શોધી લેશે

આ વિષયમાં સરકારની નીતિ સંબંધી દલીલોમાં મને આથી કંઈ પણ વજૂદ લાગતું નથી. સોદાની સંગીનતા માટે વારંવાર ફેરવેલા દરને એકવાર ફરીથી ફેરવી, મૂળ દર, વધારે વ્યાજબી અને ન્યાયી ભાવ પર ન આણવો, એ સરકારની પોતાની જ ખોટી વૃત્તિનું પ્રદર્શન કરવા સમાન છે. વસ્તુસ્થિતિ ૧૯૨૭ થી જ પ્રગટી છે તેને શાશ્વત સમજી કાયમ રાખવામાં નથી સાર કે નથી ન્યાય. ભાવતાલ હમેશ પોતાનો પરસ્પર યોગ્ય સંબંધ આપ મેળે જ શોધી લે છે. પાણી જેમ પોતાની સપાટી શોધી લે તેમ આ આર્થિક માપનું પણ સમજવું. યુરોપીય દેશોમાં ચલણની અત્યંત અધોગતિ અને અનેક અખતરાને પરિણામે ઉપર કહેલું ભાવતાલને લગતું આર્થિક તત્ત્વ સિદ્ધ થઈ ચૂક્યું છે. વેપારી જગતમાં આના જેટલું બીજું કોઈ પણ આર્થિક તત્ત્વ ભાગ્યે જ રોજિંદા અનુભવમાં વાસ્તવિકપણે સિદ્ધ થતું હશે. અને તેથી આપણી વર્તમાન સરકાર તેમ સમજી તેનો અમલ કરે, તેટલો તેમને તેમ જ પ્રજાને લાભ છે. સુવ્યવસ્થિત રાજ્યરચનામાં પ્રજા અને તેની

સરકાર વચ્ચે દ્વૈધીભાવ હોવો જ ન જોઈએ. હિંદના દુર્ભાગ્યે આ દેશમાં અત્યારે આવો વિરોધભાવ પ્રતિદિન પ્રત્યક્ષ થાય છે. ગાંધીજીએ તે દૂર કરવા માટે આ ૧૧ મુદ્દામાં ઇલાજ સૂચવી આપ્યા છે; અને માટે જ આ મૂળ ચાવીરૂપ મુદ્દો સરકારે માનસહિત વધાવી લેવો ઘટે છે.

## ચલણનીતિનાં ઊંડાં દરદો

ગાંધીજીએ વ્યવહારી શાણપણ વાપરી, જાણી જોઈને પ્રજાની માગણી અત્યંત મધ્યમપણે દાખવી છે. ચલણની નીતિનાં દરદો માત્ર રૂપિયાના દરમાં સમાઈ જતાં નથી. એ દરદો તો અનેક તેમ જ ઊંડાં છે. રૂપિયાનો ભાવ સરકાર બદલાવે તો એને પ્રજાહિતની શુદ્ધિ આવી એમ માત્ર સમજાય, જો આ સરકારને એવું ભાન કદી પણ આવવાનું હોય તો. હિંદી પ્રજાની આ વિષયમાં ખરી અને મૌલિક માગણી તો જ્યાં સુધી હિંદમાં સોનાનું ચલણ પ્રામાણિકપણે ચલાવવામાં ન આવે ત્યાં સુધી સિદ્ધ થયેલી કહેવાય જ નહિ. રૂપિયાનો હૂંડિયામણમાં ભાવ બદલાવવો, એ તો માત્ર ત્રણ કે તેર વર્ષ પર સરકારે વચનભંગ થઈ, હિંદી પ્રજાને બેવફા બની, આ દેશના વેપારઉદ્યોગને જે નુકસાન કર્યું છે, તે ટાળવાની– ભવિષ્યમાં તે અટકાવવાની–ક્રિયા છે. તેથી કંઈ આ દેશનું ખરું આર્થિક હિત કાયમપણે સાધવાનું અમોઘ સાધન સાંપડતું નથી. આપણે એટલું જ ઇચ્છીએ છીએ કે જે સાધન અંગ્રેજ પ્રજાને ૧૯ મી સદીમાં ઉપયોગી થયું હતું, તે સાધનની આપણે હવે અજમાયશ કરવી. આપણે ચલણની બાબતમાં નવા નવા

અખતરા કરવાનો લોભ રાખવો નથી. અને તેથી બીજી પ્રજા એવા પ્રયોગ અજમાવતી પણ હોય, તોપણ આપણને તેમાં પડવાની જરૂર નથી. આપણે પ્રામાણિક અને સ્વતઃસિદ્ધ ચલણ માગીએ છીએ. અને તે ચલણ, દુનિયાના અનેક દેશના અનુભવથી સિદ્ધ થયું છે તેમ, સોના સિવાય સાંપડતું નથી. આપણો વેપાર આજે પણ એવો છે કે, ચલણ માટે આપણને જોઈતું સોનું પુષ્કળ જથામાં દર વર્ષે મળી રહે, જો સરકાર પોતાની ભૂલભરેલી, નુકસાનકારક ચલણનીતિથી તે સોનું અહીં આવતું અટકાવે નહિ તો. હિંદમાંથી જમા કરેલી અનામત થાપણ અંગ્રેજી લોનમાં રોકવાથી આપણને લાભ નથી, કારણ એટલી મૂડી પરદેશમાં રોકાવાથી આપણા આ દેશના હુન્નરઉદ્યોગને તેટલી તંગી વેઠવી પડે છે. અને આવા રોકાણના વ્યાજવટાવથી લોભાઈ જતાં સરકાર જે મોટું જોખમ વહોરે છે, તેની તેને ૧૯૦૭ અને ૧૯૧૪ ના અનુભવથી ખાતરી થવી જ જોઈએ. માટે ચલણ નિભાવવા માટે આપણને જે કંઈ રકમ અનામત રાખવી પડે, તે આ દેશમાં જ રહેવી જોઈએ; અને મુખ્યત્વે તો તે સોનામાં જ રાખવી જોઈએ. સરકાર આ બંને વિષયમાં પ્રતિકૂલ રાજનીતિ ચલાવી રહી છે. ગાંધીજીની ચલણસુધારાની માગણીમાં આ ઊંડા દર્દ માટે ઇસારો નથી. પણ તેથી કંઈ તે દર્દ નથી એમ માની લેવાની આવશ્યકતા નથી. હિંદમાં કહે છે કે "લેને ગઈ પૂત, ઔર ખો આઈ ખસમ". હિંદી સરકારની ચલણનીતિથી આજે તો કંઈ એવી જ પરિસ્થિતિ ઉપસ્થિત થયેલી લાગે છે. તે શું આપણે કદાપિ નહિ ટાળીએ?

૭

# બ્રિટિશ હિંદમાં જમીનમહેસૂલ

## ગાંધીજીની ત્રીજી માગણી

બ્રિટિશ હિંદમાં જમીનની મહેસૂલપદ્ધતિ સુધારવાનો મુદ્દો ગાંધીજીએ ત્રીજો કહ્યો છે. આ મુદ્દાને પ્રથમ પદ ન આપ્યું તેથી એમ માનવાનું કારણ નથી કે ગાંધીજી એનું ખરું મહત્ત્વ —હિંદી પ્રજાના સુખદુઃખ સાથે એનો ઊંડો સંબંધ—સમજતા નથી. સરકારને ભૂતકાળમાં જમીનની મહેસૂલની કદર હતી—જરૂર હતી, તે આજે નથી; કારણકે આજે સરકારી આવકનો સર્વોત્તમ ભાગ એ માર્ગે સાંપડતો નથી. હિંદની બ્રિટિશ સરકારની આમદાનીમાં જમીનની મહેસૂલ, જકાતની આવક કરતાં ઘણી જ ઓછી છે. જ્યારે જકાતમાંથી આજે સરકારને દર વર્ષે સર્વોપરી આવક રૂપિયા ૫૦ કરોડ લગભગ આવે છે ત્યારે તમામ પ્રાંતિક સરકારોની જમીનની મહેસૂલ લગભગ ૩૭ કરોડ જેટલી ગણાય છે. હિંદની સર્વોપરી સરકારને તો હવે આ કર સાથે કશો સંબંધ રહ્યો નથી. એટલે એની આ સંબંધી કાળજી કમી થાય તે સમજી શકાય છે. પ્રાંતિક સરકારને આ કર સાથે અતલગનો સંબંધ છે. પણ તેને પણ મહેસૂલના મૂળ સિદ્ધાંત સુધારવા હોય તો અનેક હરકત—બંધનો—નડે છે.

## મહેસૂલની મુશ્કેલીઓ

પણ આ કારણોથી પ્રજાનો બોજો તો કોઈ રીતે કમી

થતો નથી. એથી તો એટલું જ સાબિત થાય, કે મહેસૂલની બાબતમાં પ્રજાનાં દુઃખદર્દો પ્રતિ અત્યારે ધ્યાન ખેંચવું વધારે અને વધારે દુષ્કર થઈ ગયું છે. મહેસૂલનું ખાતું અને તેને લગતું તમામ કામકાજ પ્રાંતિક સરકારના પ્રજાકીય પ્રધાનોના હાથમાં નહિ, પણ સરકારના બિનજવાબદાર મંત્રીને સ્વાધીન છે. અને સરકારને આ વિષય એટલો જોખમી–નાજુક–દેખાતો લાગે છે, કે તે પોતે જ્યારે કરવેરા સંબંધી તપાસ—સમિતિઓ નીમે છે ત્યારે પણ તે સમિતિના વિચારક્ષેત્રમાંથી આ વિષય જાણી જોઈને, ખાસ કરીને અલગ રાખે છે. આથી ઊલટું, મહાત્માજી અને તેમના અનુયાયીઓએ તો જમીનની મહેસૂલપદ્ધતિમાંથી પ્રજાને ઉદ્‌ભવતું દર્દ સદાએ પ્રથમ પંક્તિએ મૂકયું છે. એ જમીનની મહેસૂલ સંબંધનો જ સવાલ હતો, કે જેને બહાને આજના આપણા રાષ્ટ્રીય નાટકની પ્રસ્તાવના બારડોલીમાં ભજવાઈ હતી. અને સત્યાગ્રહી સૈન્યનો બીજો સંગ્રામ પણ એ જ ક્ષેત્રમાં થાય તો અસંભાવ્ય નથી. એક જ પુરાવો બસ છે: જ્યારે મહાત્માજીના ૧૧ મુદ્દામાંથી ઘણાયે તદ્દન સ્પષ્ટ ન લાગે, ત્યારે મહેસૂલ સંબંધમાં તો મહાત્માજીએ સ્પષ્ટ કહી દીધું છે કે એક જ ઝટકે તે અર્ધી કરી દેવી જોઈએ.

## મહેસૂલપદ્ધતિ

સરકાર જમીનમાંથી અનેક પ્રકારે પોતાનો કર વિધવિધ પ્રાંતમાં વસૂલ કરે છે. કરવેરાની સમિતિના જણાવ્યા મુજબ:

"હિંદી મહેસૂલપદ્ધતિઓ જૂની રસમમાંથી ક્રમેક્રમે નીકળી છે. તેના વર્તમાન આકારમાં તેને ઘડનાર બ્રિટિશ

અમલદારો હતા; અને તેઓ સૌ એકબીજાથી સ્વતંત્ર રીતે સ્થાનિક સંજોગોને માફક આવે તેમ, જુદાજુદા પ્રાંતોમાં ઉપજાવી ચૂક્યા છે.

"બ્રિટિશ બલુચિસ્તાન બાદ કરીએ તો અન્ય સર્વત્ર મહેસૂલ અને જમીનની કુલ પેદાશ વચ્ચે હવે કશું પ્રમાણ રહ્યું નથી. સંયુક્તપ્રાંત, પંજાબ અને મધ્યપ્રાંતોમાં મહેસૂલનો વેરો આર્થિક સુખડી માફક ગણવામાં આવે છે; પણ તે મુકરર કરવા પહેલાં,–તેની વસૂલાતમાં,–બીજા અનેક સંજોગોનો ખ્યાલ કરવામાં આવે છે. મદ્રાસ અને બ્રહ્મદેશમાં મહેસૂલ જમીનની ચોખ્ખી પેદાશ પર લેવામાં આવે છે, જ્યારે મુંબઈ ઇલાકામાં તે દેખીતી રીતે તો તમામ આર્થિક સંજોગોને ધ્યાનમાં લઈ નિર્ણીત કરવામાં પણ આવે છે. પણ વસ્તુતઃ તો તે જે ચાલુ સુખડી અપાતી હોય તદનુસાર લેવાય છે, અને જમીનની ખરી–ચોખ્ખી–પેદાશનો બહુ ખ્યાલ કરવામાં આવતો નથી."

આ બહુ જ સંક્ષેપમાં સમજાવ્યું. તેમાં ન છૂટકે બ્રિટિશ પ્રાંતોના અનેક જાતના જમીનની મહેસૂલ સંબંધી રસમ–રિવાજોની બારીકી કે મુશ્કેલીનો ખ્યાલ અપાતો નથી. વિધવિધ પ્રાંતોમાં વિધવિધ રિવાજો છે. જમીનની માલિકી, અને જમીનની મહેસૂલ સંબંધી અનેક રૂઢિઓ છે, અને તેથી તેના ખરા બોજામાં પ્રાંત દર પ્રાંત મોટો તફાવત પડે છે. હિંદુસ્તાનમાં એવા અનેક પ્રાંતો છે,–બંગાળા, બિહાર, આસામ, ઓરીસા–કે જેમાં જમીનની મહેસૂલ સદાને માટે નિશ્ચિત કરી, અમુક જમીનદારો પાસેથી ઉઘરાવવામાં આવે છે. જે જમાનામાં ઇસ્ટ ઇંડિયા

કંપની ધારે તેટલું ઉઘરાણું કરવા જેટલી શક્તિ ધરાવતી નહોતી, તે જમાનામાં તેના કાર્યવાહકોએ આ માર્ગ શોધી કાઢયો કે જેથી હિંદી જમીનદારો મારફત કંપનીના કરવેરા ઉઘરાવી શકાય. જમીનદારોને તેમણે જે જમીનમાંથી તેઓ કર ઉઘરાવતા તે જમીનમાં મિલકતને લગતા તમામ હકો તેમને ઇનાયત કરી મેળવી લીધા. જમીનદારોને પણ કંપની સરકારના અમલદારોએ કેવા બનાવી કાઢયા હતા, તે આજે આટલો બધો સમય વીત્યા બાદ જોવું બહુ મુશ્કેલ છે. પણ જ્યારે આવી તમામ બાબતોનો હિસાબ કરવામાં આવશે, ત્યારે એ લક્ષ બહાર નહિ જાય કે જમીનદારોને જે મહેસૂલ કંપની સરકારે વસૂલ કરવા કહ્યું હતું, તેમાંથી ૯૦ ટકા કંપની લે, અને માત્ર ૧૦ ટકા જમીનદારોને તેમને કરવા પડતા વસૂલ ખર્ચ પેટે આપવા, એમ વ્યવસ્થા કરવામાં આવી હતી. જમીનદારી એટલે ખરેખર તો આ ૧૦ ટકાની જ મૂળ મતા! આજે તે તમામ જમીનની માલિક થઈ પડી છે! પણ મૂળ તે ઉદ્દેશ નહોતો. અયોધ્યા અને આગ્રાના સંયુક્તપ્રાંતોમાં સરકારે આ લોભવૃત્તિ–શોષણબુદ્ધિ ત્યજી દીધી, અને ત્યાંના જમીનદાર,–અથવા તાલુકદાર–પાસેથી ૮૩ ટકા માત્ર જેટલી જ વસૂલાત માગી હતી. આગળ જતાં તે પણ કમી કરી, ૬૬ ટકા માગવાનું નક્કી કર્યું, અને તે પછી કેટલેક વર્ષે ૫૦ ટકાનો "શાહારાનપુરના નિયમોમાં" નિયમ નક્કી કર્યો. પણ સરકારે આમ પોતાનો કરભાર અવારનવાર ફેરબદલ કર્યા કર્યો તેથી એ પ્રાંતોમાં જમીનદારીના હક જેટલા બંગાળા, બિહાર કે ઓરીસામાં સજ્જડ અને ઊંડા કર્યા છે, તેટલા થવા દીધા નથી.

મદ્રાસમાં પહેલેથી જ, અને મુંબાઈમાં વધારે અનુભવ

થતાં, સરકારે જમીનમાં મિલકતના હક ચાલુ જમીનધણીમાં પેસવા દીધા જ નહિ. જમીન સૌ સરકારની જ મતા અને મિલકત, એ સિદ્ધાંત નવા જમાનાના મહેસૂલખાતાના અમલદારોએ પ્રવર્તાવ્યો. અને તેથી સરકાર જેને જમીન ખેડવા દે તેની પાસેથી આર્થિક ન્યાયે જે સુખડી મેળવી શકાય, તે સરકારનો હક મનાવા લાગ્યો. દેશની જમીનમાં સરકારનો અમુક પ્રકારનો હક તો સૌ કોઈ કબૂલ કરે; પણ તે હક કંઈ મિલકતદારનો હક ગણી શકાય નહિ. તે તો માત્ર રાજ-કાજ માટે જરૂર જોતાં કર ઉઘરાવવા જેટલો જ હક ગણી શકાય. પૂર્ણ હક નહિ, પણ હકૂમત માત્ર. સરકાર તેથી મૂળ જમીનદાર અને તેના વંશજોને, પોતે ધારેલી મહેસૂલ સહેલથી ઉઘરાવવા માટે વંશપરંપરા મહેસૂલ આપવાની શરતે ખેડવા આપે, તેથી તેમને માત્ર ભાડૂત જેવા બનાવી દે, તે કાંઈ નીતિમય કહેવાય નહિ. છતાં આજ સો વર્ષ થયાં સરકારી અમલદારો સરકારને નામે દેશની તમામ જમીનમાં સંપૂર્ણ મિલકતના હક માગે છે. પહેલાં કંપની સરકાર માટે આમ કહેવાતું, હવે શહેનશાહત માટે આ મગાય છે. અને તેના પુરાવા તરીકે અમલદારવર્ગ આપણને કહે છે કે “રાષ્ટ્ર એ જ સદા હિંદમાં એક જ જમીનદાર ગણાતું.” આ તત્ત્વને હિંદના ઇતિહાસમાં, હિંદની શ્રુતિસ્મૃતિમાં કોઈ રીતે ટેકો મળતો નથી. અને ૧૯૨૫ ની સરકારી કરવેરાસમિતિએ અભિપ્રાય આપ્યો છે કેઃ—

“આ બંને સવાલમાં સમિતિ એકમત છે કે હિંદુ

તેમ જ મુસલમાન રાજકર્તાઓના અમલ દરમ્યાન, રાષ્ટ્રે કદી પણ જમીનમાં સંપૂર્ણ મિલકતના હક્કો પોતાને હસ્તક ગણ્યા નહોતા; અને તેમણે જમીનમાં વ્યક્તિગત જમીનદારી –મિલકતદારી–કબૂલ રાખી હતી. ”

## મહેસૂલની મુશ્કીબતો

આવું છતાં, સરકારે હજુ એ સંબંધી, એમનાં અનેક અજ્ઞાત અને અજ્ઞેય કારણોને અંગે, આ સંબંધી જરા પણ ઇશારો કર્યો નથી. અને તેથી જમીનમાં વ્યક્તિગત મિલકત છે કે નહિ, એ, સત્તાવાળાની નજરે, આજે પણ કહેવું દુષ્કર છે. જે “ સિદ્ધાંત ” અનુસાર આજે જમાબંધી કરેલી કહેવાય છે, જે “ સિદ્ધાંતો ” લૉર્ડ કર્ઝને છપનાના દુકાળ પછી સ્વ. રોમેશદત્તને ઉત્તર આપતાં નિર્ણિત કર્યા હતા, તે તમામ મૂળ મુદ્દાની વાત અચોક્કસ રહેવા દે છે. જમીનમાં ખેડૂતની મિલકતદારી છે કે નહિ; જમીનની મહેસૂલ ગણવી કે સુખડી; જમાબંધીનો મૂળ પાયો અને તેના દર; કેટલા વખત સુધીની જમાબંધી કરવી; એ સમય વીત્યા બાદ નવી જમાબંધી કયા પ્રમાણસર કરવી; મહેસૂલ વધારવી હોય તો કેવા ન્યાયસર વધારવી; મહેસૂલ મુલતવી રાખવી હોય, અથવા તે માફ કરવી હોય, તો તે કેવા સબબસર, કયા સંજોગોમાં કરવી ?—આવા આવા અનેક સવાલોનો સરકારી દફ્તરો જોતાં નિવેડો આવતો જ નથી; અને તે સંબંધી ખુદ સરકાર પોતે પણ સ્પષ્ટ વિચાર ધરાવે છે કે નહિ તે પણ કહેવું મુશ્કેલ છે. સરકારની પોતાની આવી અનિશ્ચિતતાનો બારડોલીમાં સારો નમૂનો દેખાયો હતો.

જમીનના કરનો—મહેસૂલનો—કર ભરનાર પર કેટલો બોજો પડે છે, અને જમીનના કરને કૃષિકારના ઉદ્યોગ સાથે કેવો અને કેટલો સંબંધ હોવો જોઈએ, તેમ જ તે દ્વારા હિંદી પ્રજાના અભ્યુદય, આર્થિક સંપત્તિ, સાથે કેવો સંબંધ હોય—એ પ્રશ્નો તો હજુ સત્તાવાળાઓએ ભાળ્યા પણ નથી લાગતા. એમના ૧૧ મુદ્દામાંનો ત્રીજો મુદ્દો રજૂ કરી મહાત્માજીએ જે પ્રશ્નનું રહસ્ય સૂચવ્યું છે તે કંઈ પહેલી વાર બતાવાયું નથી. મૂળ મુદ્દો સરલ છે. હિંદમાં જમીનની મહેસૂલથી ઉદ્‌ભવતા અન્યાયો દૂર કરવા હોય, તો એક જ ફટકે એ મહેસૂલનો દર અર્ધો કરી નાંખવો જોઈએ. મહેસૂલ મૂળ મુકરર કરી, ત્યારે તે વખતના અધિકારીઓએ વિચાર સરખો પણ કર્યો નથી લાગતો, કે સરકારી મહેસૂલ વસૂલ કર્યા પછી ખેડૂત પાસે શું રહેશે. ખેડૂતની કુલ પેદાશ આજ એટલી છે કે તેને સુધરેલા જમાનાનું માનુષી જીવન તો શું, પણ માત્ર પશુજીવનની મુખ્ય જરૂરિયાત, ત્રણ ટંક ખાવાનું પણ પૂરેપૂરું મળતું નથી. ત્રણમાંથી એક ટંક ભાગ્યે મળે, અથવા કુટુંબમાંથી દર ત્રણ જણ દીઠ એક જ ભાગ્યે પેટ ભરી ખાઈ શકે ! આવી સ્થિતિમાં પણ સરકારી કર ભરો, નહિ તો એટલી જમીન પણ ખોઈ બેસશો ! સરકારને આથી પરિણામ કેવાં આવે તેની રતીભાર પરવા નથી. પ્રજામાં સત્ત્વ ઘટી જાય છે, તેની જીવનદોરી કપાઈ જાય છે, બાળમરણ વધી પડે છે, કાર્યશક્તિ પડી ભાગે છે અને જુમલે ગરીબી, ભૂખમરો, દર્દ અને દારિદ્રય વધે છે, તેની પણ તેને દરકાર નથી. જમીનની મહેસૂલ સરકારે સો વર્ષ પર રોકડી લેવાનું નક્કી કર્યું. આજે સંજોગો બદલાયા હોય તોપણ તે તે જ

પદ્ધતિ ચાલુ રાખી બેઠી છે. છેલ્લી જમાબંધી કરી ત્યારે કપાસના કે અનાજના જે ભાવ ખેડૂતને મળતા, તેથી આજે તે જ ખેડુતને, તે જ પેદાશ માટે, અર્ધા પણ નહિ હાંસલ થતા હોય; છતાં પણ સરકાર તો જેની તે જ મહેસૂલ વસૂલ કરવા માગે છે. એને માટે ખેડૂતને નથી રાહત કે નથી ઇન્સાફ; નથી અર્થસિદ્ધિ કે નથી આશાબિંદુ. તેથી જ ખેડૂતવર્ગ ઉત્તરોત્તર આજની રાષ્ટ્રીય ચળવળમાં વધારે ને વધારે જોડાતો જાય છે. સરકારી અમલદાર અદ્યાપિ એમ જ કહેતા કે એમના સિવાય ખેડૂતના કોઈ ખેરખાહ નથી. પણ બારડોલીમાં જાહેરપણે, અને અન્યત્ર અભ્યાસીઓને માલમ છે તેમ, કૃષિવર્ગ તરફ સરકારની કેટલી દિલસોજી છે, તે હવે જાણીતું થઈ ચૂક્યું છે. ગાંધીજીની મહેસૂલ સંબંધી માગણી એ નવી વલણને સ્પષ્ટ કરે છે.

## સરકારી સમિતિની ભલામણ

સરકારી કરવેરાસમિતિનું કથન પુનઃ પ્રમાણભૂત માની તેનું એક નવું અવતરણ ટાંકીએ. તેમણે આ કર સામેનો પ્રજાકીય વિરોધ અટકાવવા માટે નવો તુક્કો ઉઠાવ્યો છે. આ સમિતિ મહેસૂલને સીધો કર (Direct tax) કહે છે; પણ તેને અંગત કર નહિ, પણ વાસ્તવિક કર ( not personal, but real tax ) કહે છે. છતાંપણ એ સમિતિને પણ નોંધ લેવાની જરૂર પડી છે કે " મહેસૂલના મૂળ પાયા સંબંધી તેમ જ તેના દર સંબંધી અનિશ્ચિતતાને પરિણામે, મહેસૂલની પદ્ધતિ સામે સર્વત્ર સખત વિરોધ—ટીકા—ઉદ્ભવે છે. અને પરિણામ એવું આવે છે કે, જમીનની મહેસૂલ ઉત્તરોત્તર શક્તિના પ્રમાણમાં વધવાને

બદલે વિપરીત દિશામાં પ્રગતિમાન થતી હોવાને લીધે, મહેસૂલની મુશીબતો વધી પડે છે; અને દેશમાં કૃષિકારવર્ગની આવક પર આવકવેરો ન હોવાથી તેમ જ મૃત્યુ પછી મિલકતના વારસાનો કર ન હોવાથી, આ પરિસ્થિતિ ઘણી અન્યાયી દેખાય છે." જમીનની મહેસૂલપદ્ધતિ સુધારવા માટે, સદરહુ સમિતિએ ભલામણ કરી છે કે એ મહેસૂલ ખેડૂતની વાર્ષિક પેદાશ–કુલ પેદાશ–પર ઉઘરાવવી; એટલે કે એમાંથી ખેતીને લગતું કોઈ પણ જાતનું કામ, ખર્ચ કે મજૂરી બાદ કરી, બાકી રહેતી પેદાશ પર મહેસૂલનો આંકડો મૂકવો. જો આ મુદ્દો–આ ભલામણ–સરકાર મંજૂર રાખે તો મહાત્માજી માગે છે તેમ ઘણાએ પ્રાંતોમાં જમીનની મહેસૂલમાં ૫૦ ટકા–બલ્કે ૧૦૦ ટકા–જેટલો ફેર પડી જાય–કમી થઈ જાય.

## કૃષિકારના બોજા

સાથે વિચારવું જોઈએ કે હિંદના ખેડૂતને કેટલા બોજા ઉઠાવવા પડે છે. જમીનનો વેરો તે માત્ર એક પૂરો બોજો નથી. પણ એ જ વર્ગને મીઠાવેરાનો મોટો ભાગ આપવો પડે છે; એને જ આબકારીનો ભાર મુખ્યત્વે વહેવો પડે છે; એને જ જકાતી કર માથે પડે છે; મહોરછાપનો કર, જંગલનો દર, રેલવેનું નૂર અને ટપાલખાતાના કર ઉઠાવવા પડે છે. હિંદુસ્તાનના નાણાશાસ્ત્રને લગતા એક પુસ્તકમાં મેં લખ્યું છે તેમ, હિંદી સરકાર ઉઘરાવે છે તે દર ૭ રૂપિયામાંથી પાંચ રૂપિયા તો એક રીતે કે બીજી રીતે ખેડૂતવર્ગ જ ભરે છે. જમીનનો કર તો તેનો દેખીતો સીધો બોજો છે; અને તેનું દબાણ શક્તિ

ઘટે છે તેમ તેમ વધતું જાય છે. ભૂતકાળમાં ખેડૂતે આ કર ભર્યો છે, અને તેને પરિણામે તેની દરિદ્રતા હરસાલ વધતી ગઈ છે. આજે તે એવી પરાકાષ્ઠાએ પહોંચ્યો છે કે જ્યારે તેને, આ કરભારને લીધે, રોજ ખાવા જોઈતો ત્રણવારમાંથી એકવાર જેટલો ખોરાક પણ મળતો નથી તો પછી સુધરેલી—માનુષી—જિંદગીની બીજી જરૂરિયાતોની તો વાત જ શી ? પરિણામે એનું જીવનસત્ત્વ ઉત્તરોત્તર હીન થતું જાય છે. એટલે આજ હિંદમાં જન્મતી વેળા કોઈ પણ હિંદીને સરેરાશ ૨૩ થી વધારે વર્ષ જીવવાની આશા જ નથી. અને કદાચ વાસ્તવિકપણે તો તેથીયે કમતી નાનું જીવન, અને જીર્ણ જીવનસામગ્રી હોય ત્યાં દુઃખદારિદ્રય સામે લડવાનો સરંજામ મળે જ ક્યાંથી ? ખેડૂતની સ્થિતિ—તેના દુઃખ દારિદ્રયનો ચિતાર—ખરે અવર્ણનીય છે !

આથી ગાંધીજીએ સૂચવેલ ૫૦ ટકાનો મહેસૂલી ઘટાડો હિંદી પ્રજાનાયકની કમમાં કમ માગણીમાં બહુ જ સાદી માગણી—અતિ મધ્યમસર, મર્યાદિત માગણી સમજવી જોઈએ. આપણા રાષ્ટ્રીય પુનરુદ્ધારમાં આના કરતાં વધારે કમ માગણી કરી જ કેમ શકાય ? ગાંધીજીના ૧૧ મુદ્દામાં આપણા રાષ્ટ્રીય પુનર્ભવનો સારાંશ આવી ગયો. તે મુદ્દા સૌ પરસ્પર અતલગના સંબંધી છે. આમાંથી એકાદ બે મંજૂર કરી, બાકીનાને ઓળંબે મૂકવાથી વળે નહિ; અને આ લેખમાળાનો પણ એ જ બતાવવાનો ઉદ્દેશ છે કે, આ પૈકી અમુકને માન્ય કરી અમુકને વર્જ્ય કરાય નહિ. પ્રજાનો પુનરુદ્ધાર કરવો હોય તો તે તમામને એક સામટા જ મંજૂર કરવા જોઈશે.

## સરકારી તિજોરી પર અસર

આના સંબંધમાં, દલીલ ખાતર, એક વધારે નોંધ લેવાની જરૂર છે. જમીનની મહેસૂલ જો એકજ ફટકે ૫૦ ટકા જેટલી કમી થાય, તો સરકારી તિજોરી પર તેની અસર કેવી થાય? રૈયતવારી પ્રાંતોમાં બેશક અસર થાય; પણ તેથી કંઈ આ માગણીનો અનાદર કરાય? હિંદની તમામ જમીનમાંથી ૪૭ ટકા જેટલો ભાગ નાના ખેડૂતોના હાથમાં છે અને ૫૩ ટકા મોટા જમીનદારોને સ્વાધીન છે. જમીનદારોમાંથી ૩/૪ થી વધારે એટલે કે ૪૦ ટકા જેટલા સાથે હમેશની જમાબંધી થઈ ગઈ છે; એટલે તેમના કારભારમાં કોઈ રીતે વધારો કરી શકાતો નથી. બાકી રહેલા જમીનદારો સાથેની જમાબંધી અમુક મુદતને માટે હોય છે; એટલે એમાં જરુર પડતાં વધારો કરી શકાય. આ ત્રણ વિભાગ પાસેથી સરકારની આવક સરખા પ્રમાણમાં નથી; કારણ નાનો ખેડૂત પોતાની શક્તિ અને ક્ષેત્રના વિસ્તારના પ્રમાણમાં બહુ જ મોટો બોજો ઉઠાવે છે. પણ દલીલ ખાતર અહીં એમ માની લઈએ કે સૌ વર્ગો સરખે હિસ્સે આ કર આપે છે, તો મહાત્માજીની માગણી—એટલે કે ૫૦ ટકાની મહેસૂલ માફ—મંજૂર રાખતાં, પ્રથમ તો કનિષ્ટ કર ભરનાર ખેડૂતને જ લાભ થશે. જમીનની મહેસૂલમાંથી કુલ આવક વર્ષે ૩૭ કરોડની ગણીએ, તો રૈયતવારી પ્રાંતોનો ભાગ ૨૦ કરોડ જેટલો થાય. એમાંથી ૫૦ ટકા માફ કરો તોપણ ૧૦ કરોડ તો રહે; અને સરકારી તિજોરીને ફક્ત ૧૦ કરોડની ખોટ લાગે. મારા અભિપ્રાય મુજબ, ન્યાયના સિદ્ધાંતસર તો નાના ખેડૂત પરથી જમીનનો કર એકસામટો સદંતર રદ કરવો જોઈએ. જેમ આવકનો કર વાર્ષિક

૨૦૦૦ રૂપિયા સુધીની પેદાશને લાગુ પડતો નથી, તેમ જ આ કરનું પણ થવું જોઈએ; અને અમુક પ્રમાણની નાની જમીન કરભારમાંથી સમૂળગી મુક્ત થવી જોઈએ. કરવેરાની સમિતિએ પણ આ સંબંધમાં જે ભલામણ કરી છે તેને પણ જો અમલમાં મૂકે, તો આવું જ પરિણામ આવે, જોકે એ સમિતિએ જમીનની મહેસૂલને અંગત કર નહિ પણ વાસ્તવિક કર ગણીને ખોટે માગ પ્રયાણ કર્યું છે. આ ભલામણની રૂએ પણ, સરકારી તિજોરીને જે ખોટ લાગે તે પૂરી કરવી જરા પણ મુશ્કેલ નથી. રાષ્ટ્રીય અર્થવિધાનની સહજ માત્ર પુનર્વ્યવસ્થા કરવાથી આ નેમ બર લાવી શકાય. ૧૧ મુદ્દાના હિમાયતીને તો આમાં શોચવિચારનો હવે અવકાશ જ રહ્યો નથી. કારણ એણે તો બીજા ઘણાયે માર્ગ બતાવ્યા છે કે જેથી આ ખોટ કદી જણાવા પામે નહિ. પણ એ માર્ગોનું હવે પછીના પ્રકરણોમાં વર્ણન થશે.

## ૪

# મીઠાનો વેરો

## "નિમકકા કાયદા તોડ દિયા"

મીઠાનો મુદ્દો મહાત્માજીએ એમની ૧૧ શરતોમાં ચોથો મૂક્યો છે. છતાં રાષ્ટ્રીયબળની અજમાયશ માટે મીઠાના કાયદાની પહેલી જ ચૂંટણી કરી હતી. મને લાગે છે કે એ ચૂંટણીથી મહાત્માજી આ કર કેટલો કનિષ્ટ છે તે બતાવી દેવા ચાહતા હશે. એ વેરાની નીચતા માટે મતભેદ હોઈ શકે જ નહિ.

## મીઠાવેરો અને આબકારીની સરખામણી

મદ્યાદિ પદાર્થો, જે આ દેશમાં જ બને છે અને જેના પર સરકાર આબકારી કર લે છે, તે સરકારની નજરે તો મીઠાના કર જેવા જ દેખાય છે. એ બંને આડકતરી રીતે, અણદીઠી આવક કરવાના માર્ગો છે. પણ પ્રજાની નજરે તો ઉભયમાં અતિ જ મોટો તફાવત છે. કારણ મદ્યાદિ નશાબાજીના પદાર્થો પર જે કર લેવાય છે, તે એક નુકસાનકારક ભોગવસ્તુ પરનો બોજો છે; અને તેથી તે કરદ્વારા અતિ દબાણ કરી, તે બદી દૂર કરવાની સરકારની નેમ છે, એમ જણાવી સરકાર તે કરવેરાનો બચાવ કરી શકે, પણ મીઠાનો કર તો સબરસ પર દબાણ કરે છે, જીવનની જરૂરિયાત પર બોજો લાધે છે. સરકાર તેની આબકારી આવકનો અગાઉ ઉપર જણાવેલ દલીલસર ઘણી વાર બચાવ કરી ચૂકી છે. પણ મીઠાના વેરાનો એવો એક પણ બચાવ કરવો અશક્ય છે. આબકારી કરના દબાણથી જો ખરેખર એવા હાનિકારક પદાર્થોનો વપરાશ થતો ઘટે, તો તે પ્રજાની નજરે આવકાર દેવા લાયક બનાવ છે. પરંતુ જો કરભારના દબાણથી પ્રજામાં માથા દીઠ મીઠાનો વપરાશ ઘટે, અને ખુદ સરકારી આંકડાથી સહજ બતાવી શકાય કે જ્યારે જ્યારે સરકાર મીઠાના કરમાં વધારો કરે છે, ત્યારે ત્યારે તેનો વપરાશ ઘટી જાય છે,—તો તે સર્વથા અનિષ્ટ વસ્તુ છે વળી, આબકારી કર તેનો ઉપયોગ કરનાર વ્યક્તિની શક્તિ અનુસાર કરી શકાય; અને તેથી તેનો બોજો ગજાના પ્રમાણસર કરી, સરકારની દૃષ્ટિએ ન્યાયી કરી શકાય છે. પણ મીઠાના કરમાં તો

જેમ શક્તિ ઘટે તેમ તેનો બોજો વધે છે. કારણું મીઠાની જરૂરિયાત તો ગરીબ તેમ જ તવંગરને સરખી જ હોય છે; અને જો તેમાં ક્યાંય કદાપિ તફાવત પડતો હોય તો તે એટલો જ કે લોક જેમ ગરીબ વધારે અને બીજાં વસાણાં કે મસાલા વાપરવાની શક્તિ કમતી, તેમ તેમને મીઠાની ગરજ વધારે, અને જેમ તે ગરજ વધારે તેમ તેનો બોજો વધે; અને એનો બોજો ન ઉઠાવવો હોય, તો જીવનની પ્રાથમિક જરૂરિયાત કમતી કરવી, અથવા તે વિના ચલાવી લેવું પડે. અને તેથી પ્રજાના કૌવતને કેટલું નુકસાન થાય છે તે તો આપણે સૌ દેખી શકીએ છીએ. ગાંધીજી સરકારને આબકારીની તેમજ મીઠાની આવક રદ કરવા ભલામણ કરે છે. પરંતુ જ્યારે પહેલાનો કર બંધ કરી તેનો પ્રતિષેધ ચાહે છે, ત્યારે બીજાનો કર બંધ કરી તેનો વપરાશ વધારવા ચાહે છે.

## ઇંગ્લૅંડ સાથે મુકાબલો

વિલાયતનું નાણાશાસ્ત્ર પ્રમાણભૂત ગણીએ તોપણ હિંદી સરકારની મીઠા પરના કરની રાજનીતિનો બચાવ કરી શકાય નહિ. જ્યારથી પ્રજાકીય રાજતંત્રનો વિલાયતમાં અભ્યુદય થયો છે, ત્યારથી જ ત્યાં ખોરાકની વસ્તુ પર કર નાંખવાની પદ્ધતિ સૌને અણમાન્ય થઈ છે. દરેક ખજાનચી—ગ્લેડસ્ટનથી માંડીને સ્નોડન સુધી—જેમ બને તેમ રાષ્ટ્રીય નાણાંવિધિ એવી રીતે રચવા માગે છે કે જેથી પ્રજાના રોજિંદા વપરાશની ખોરાકી જેમ બને તેમ સસ્તી મળે—એટલે કે તેના પર કોઈ જાતનો કરભાર ન રહે. તે તે વિધિનું ધ્યેય. હિંદમાં તો સરકાર પરદેશી

અને કુદરતવિરુદ્ધ હોવાથી, ત્યાં શાસ્ત્રીય નિયમો-સિદ્ધાંતો પણ સદંતર ફેરવી નાખવા પડે છે. જે દેશમાં મીઠા પર કર હોય, ચોખા પર જકાત હોય, સાકર પર દાણ હોય, ત્યાં ખોરાકીને દાણમાફ કહેવાય જ કેમ? ચોખા અને સાકર પર જે જકાત છે તેના સંબંધમાં કદાચ કંઈ બચાવ હશે. પણ મીઠાની બાબતમાં બચાવનું નિશાન સરખું પણ જણાતું નથી.

## મીઠાના કરનો ઇતિહાસ

હિંદમાં બ્રિટિશ સત્તા જ્યારથી જામી છે ત્યારથી જ તેણે મીઠાવેરાનો ઉપયોગ કર્યો છે. એના પરદેશી--અમલદારી-હિમાયતીઓ તો હમેશ દલીલ કરે છે કે, જેમ જમીનની મહેસૂલ અંગ્રેજ સરકારને આગલી હકૂમત મારફત વારસામાં મળી છે, તેમ જ મીઠાના કરનું પણ સમજવું. આવા કથનને માટે અમલદારી લેખકો કોઈ જાતનો આધાર જણાવવાનું કર્તવ્ય તેમના સુભાગ્યે સદા વિસરી જાય છે. જ્યારે ઈ. સ. ૧૭૬૦ માં લૉર્ડ કલાઇવે કંપની સરકારના નોકરોની લાંચ રુશવતની ટેવ અટકાવવા પગલાં લેવાનો વિચાર કર્યો, ત્યારે જ તેણે પ્રથમ, મીઠાનો ઇજારો કંપની સરકારને હસ્તક કરી, તેમાંથી આવતી આમદાની સરકારી નોકરોના પગાર વધારી આપવા માટે અનામત કરી. એટલે કે તેઓને સીધે રસ્તે જોઈએ તેટલી આવક મળે, પછી લાંચરુશવત લેવાની તેમને જરૂર શી રહે? આ ગોઠવણ ૩૦ વર્ષ લગભગ ચાલ્યા પછી, ૧૭૯૩ માં મીઠાનો ઇજારો સરકારી તિજોરી માટે કાયમની આમદાનીનો માર્ગ બની ગયો; અને ત્યાર બાદ થોડા ઘણા નજીવા ફેરફાર થવા છતાં મૂળ સિદ્ધાંત તો અમોઘ જ રહ્યો છે.

આ દુઃખદ વૃત્તાંતમાં વધારે ઊંડા ઊતરવાની અગત્ય નથી. પણ સરકારી પદ્ધતિ જે પચાસ વર્ષ પર નિશ્ચિત કરવામાં આવી હતી, અને જે આજે પણ જેમની તેમ પ્રવર્તમાન છે, તેના પર એક દૃષ્ટિપાત કરવાની જરૂર છે, કે જેથી આપણને હિંદુસ્તાનમાં રાજ્યવહીવટ કેમ કરવામાં આવે છે તેનો કંઇક ખ્યાલ આવે. ઈ. સ. ૧૮૬૯ માં ડ્યૂક ઑફ આર્જાઇલ કરીને હિંદી પ્રધાન હતો. તેણે આ મીઠાના કર સંબંધી જણાવ્યું કેઃ–

"મૂળ સિદ્ધાંત તમામસર મીઠું એ કર ઉઘરાવવા માટે સર્વથા લાયક વસ્તુ છે. સીધા કરથી પ્રજાના તમામ વર્ગ પાસે કર ઉઘરાવવો કોઇ પણ દેશમાં અશક્ય છે. અને તેથી જો સૌ વર્ગો પોતાની શક્તિ અનુસાર રાજ્યના ખર્ચ માટે ફાળો આપતા હોય, તો તે જે વસ્તુ સર્વોપયોગી અને ચાલુ જરૂરિયાતની હોય તેના પર કર નાખવાથી બની શકે...મીઠા સિવાય હિંદુસ્તાનમાં એવી બીજી એક પણ ચીજ નથી કે જેને આ વર્ણન લાગુ પડે, અને જેના પર રીતસર કર લેવાતો હોય."

## હિંદી પ્રજાના બોજા

એ નામવરે આવા ઉદ્દગારો કાઢ્યા ત્યારે કદાચ એમને ખબર નહિ હોય કે હિંદી પ્રજાનો દરેક ભાગ પોતાના ગજાના પ્રમાણમાં–બલ્કે તેથી પણ વધારે–કરભાર વહે છે. માત્ર જમીનની મહેસૂલ જ કેટલા મોટા વિભાગને ભારે પડે છે? વિલાયત જેવી વસ્તીમાં કદાચ એ નામદારનું કહેવું સત્ય હોય, કારણ ત્યાં સીધો કર માત્ર આવકનો; અને તેમાંથી મોટો ભાગ

આવક કમી હોવાને કારણે બાતલ રહે. પણ હિંદમાં જમીનની મહેસૂલનો દર ચાર આદમીમાંથી ત્રણને માથે તો અવશ્ય પડે. એટલે હિંદી પ્રજાના મોટા ભાગને કરવેરાના સકંજામાં આણવા માટે આવા આડકતરા ઉપાય યોજવાની જરૂર જ નથી. વળી અહીં કંઈ જમીનની મહેસૂલ તે એક જ કર નથી. વડી સરકાર અને પ્રાંતિક સરકારે મળી, આ દેશમાં કરવેરાના બોજા એવા તો પથરાવી મૂકયા છે કે, આવક ઉપરનો કર બાદ કરો તો બીજા તમામ બોજા મુખ્યત્વે તો પ્રજાના ગરીબ વર્ગને જ ઉઠાવવા પડે છે. એક નાણાંશાસ્ત્રના પુસ્તકમાં લખ્યું છે કેઃ–

> "હિંદમાં એક એવો પ્રજાજન ભાગ્યે જ મળશે કે જેની પાસેથી યાતો જમીનની મહેસૂલ નહિ ઉઘરાવાની હોય, કે નશાના પદાર્થો પરનો આબકારી કર નહિ લેવાતો હોય, કે જે કાયદાની અદાલતોમાં નહિ જતો હોય, કે જે જંગલની પેદાશ નહિ વાપરતો હોય, અથવા પરદેશી કે સ્વદેશી કપડાં નહિ પહેરતો હોય, વા રેલવે માર્ગે મુસાફરી નહિ કરતો હોય. અને તેથી એમ કહેવું જ બેહૂદું છે કે મીઠાનો કર એ જ માત્ર હિંદી પ્રજાના મોટા ભાગને લાગુ પડતો કર છે–કે જે ભાગ તે કરથી ફારગ થાય તો તેના પર બીજો કોઈ કરવેરો આવે નહિ."

આ અવતરણમાં જણાવેલ માર્ગે જ સરકારની તમામ આમદાની ઉઘરાવાય છે અને તે દ્વારા, આગલા એક લેખમાં જણાવ્યા મુજબ, આ દેશમાં વસૂલ થતા દર છ રૂપિયામાંથી પાંચ રૂપિયા તો ગરીબમાં ગરીબ વર્ગ–ખેડૂત વર્ગ જ ભરે છે.

હિંદી નાણુંવહીવટની રચનાની એ ખૂબી છે કે તેમાં સર્વમાન્ય કરવેરાના સિદ્ધાંતની સર્વથા અવગ્ના જ કરી છે. બીજા સૌ સુધરેલા દેશોમાં ખજાનચી એટલું અવશ્ય વિચારે કે રાજવહીવટના અનિવાર્ય વા જરૂર જણાતા બોજા પ્રજામાં એવી રીતે પાથરવા કે જેથી સૌ સૌને પોતાની શક્તિના પ્રમાણમાં જ ભાર ઉઠાવવો પડે. હિંદમાં એથી ન્યારું છે. હિંદમાં બોજા એવી રીતે લાદવામાં આવે છે કે જેથી જેમ શક્તિ ઘટે તેમ ભાર વધે. આનું કારણ તો દેખીતું જ છે. પરદેશી સરકાર પ્રજાના માલે તુજાર વર્ગની અવગ્ના કરી શકે જ નહિ—પછી ભલેને તે વર્ગની સંખ્યા ૧ ટકા જેટલી પણ નહોય! એટલે આ દેશમાં સૌથી ધનવાન વર્ગ,—બંગાળના મોટા જમીનદારો, કે જેઓ પાસે બિનકમાયેલી અઢળક આવક દર વર્ષે ભરાય છે,—તેમના પર સીધો પાધરો એકપણ વેરો વસૂલ કરાતો નથી, —જો તેમની જમીનદારીની મહેસૂલ બાદ કરીએ તો. અને તેમની શક્તિના પ્રમાણમાં આ મહેસૂલ બિલકુલ નજીવી છે. આવા જ સબબસર સરકાર મીઠાવેરા પર આટલો બધો ભાર મૂકે છે, કારણ કે કરોડોની ગરીબ વસ્તી મૂક પ્રાણી માફક સરકાર સામે આવા કરભારના અન્યાય બતાવી દેવા જેટલી બુદ્ધિ કે શક્તિ ધરાવતી નથી.

## મીઠાનો કર અને અફીણની આવક

આ ચર્ચામાં વધારે ઊતરતાં પહેલાં આપણે એક વિચિત્ર મુકાબલો કરીએ. વડી સરકારની કુલ ૧૩૦ કરોડ રૂપિયાની વાર્ષિક આમદાનીમાં મીઠાના કરની ઉપજ રૂ. ૭ કરોડ જેટલી

એટલે કે પા ટકા જેટલી છે. અફીણમાં હિંદી સરકાર તેના ઊચ્ચ કાળમાં રૂા. ૧૦ કરોડ જેટલી આવક કરી શકતી; અને તે વેળા વડી સરકારની જુમલે આવક રૂા. ૮૦ કરોડ જેટલી પણ નહોતી. એટલે કે અફીણની ઊપજ તમામ આવકના પ્રમાણમાં વડી સરકારને ૧૫ ટકા જેટલી હતી. આથી આજે માત્ર વડી સરકારની આમદાનીમાં મીઠાના કરનું પ્રમાણ અફીણની ઉત્કૃષ્ટ આવકના પ્રમાણમાં ઘણું કમતી છે. મીઠાની આવક વડી અને પ્રાંતિક સરકાર સૌની એકત્ર આમદાની સાથે સરખાવીએ તો ભાગ્યે જ ૨ ટકા જેટલી થાય; જ્યારે એ જ મુકાબલે અફીણની આવક લગભગ ૮ ટકા જેટલી હતી. બીજું, અફીણની આવકનો ભાર હિંદી પ્રજા પર પડતો નહિ. કરભારનો આ એક જ અનેરો કર છે જેનો તમામ બોજો વિદેશી પર પડતો. આધુનિક નાણાંવહીવટ કરનારને આવો કર શોધવો એ જેમ 'રૉક' પક્ષીનું ઈંડું શોધવું મુશ્કેલ છે તેટલું દુર્ઘટ છે. એથી ઊલટો મીઠાનો કર હિંદી રૈયત પર પડે છે—અને તે વ્યક્તિ આવો ભાર ઉઠાવવા બહુ જ ઓછી શક્તિ ધરાવે છે. ત્રીજું, મીઠાનો કર જીવનની અનિવાર્ય જરૂરિયાત પર ભારે છે, જ્યારે અફીણની આમદાનીનો બોજો એક હાનિકારક પદાર્થ પર પડતો હતો. આવા બોજાથી પણ જો તેની વપરાશ ઘટવા સંભવ રહેતો હોય, તો હિંદી સરકાર બેશક કહી શકે કે તે કર પરદેશીને પણ સદંતર ગેરવ્યાજબી નથી. પણ બ્રિટિશ હૃદયને આવા દુઃખદ પદાર્થમાંથી ઊપજ થતી તે વસમું લાગ્યું. હિંદુસ્તાનના ભોગે ચીનના શ્રેય ખાતર, ચાર્લ્સ સ્ટ્રીટના આપખુદ પ્રધાને હુકમ ફરમાવ્યો કે આ આમદાની ત્યાજ્ય કરવી. અને તે

જ સત્તાધીશ કહે છે કે મીઠાનો બોજો જારી રાખવો, કારણ કે તે હિંદી પ્રજા પર પડે છે, અને એ હિંદી પ્રજાના ગરીબ ભાગ પર લાદવા માટે બહુ જ લાયક બોજો છે!!! અફીણની આવક હિંદી સરકારે રદ કરી તેમાં હિંદી પ્રજાના નાયકોએ તે વેળા વાંધો ઉઠાવ્યો નહોતો, અને આજે પણ એ સુકૃત માટે દિલગીર નથી. પણ, મીઠા અને અફીણ જેવા અનેક કડવા મુકાબલાથી અને અનુભવથી નછૂટકે એને પૂછવું પડે છે કે આ દેશની સરકાર તેની પ્રજાના ભલા માટે છે કે પરદેશી પ્રજાના લાભ માટે છે? અને કોઈક વાર આવી પ્રકાશ પાડતી મશાલોની સહાયથી એને કદાચ નગ્ન સત્યનો ભાસ થાય તો નવાઈ શી?

## મીઠાના વપરાશની વિગત.

હિંદમાં ખપતા કુલ મીઠામાંથી ૩૦ ટકા જેટલું દરિયામાર્ગે પરદેશથી આયાત કરવામાં આવે છે. આવા મીઠા પર આયાતની જકાત લેવામાં આવે છે. પરંતુ એ મીઠાના હિંદી હરીફને ખાતરી થતી જ નથી કે આવી જકાત સમતોલ અને ન્યાયસર છે કે અન્યથા. આજે એ તમામ પ્રશ્નો સરકારે જકાત સમિતિ (Tariff Board) ને હવાલે કરી પોતાની રાહત મેળવી છે. પરંતુ જકાત સમિતિનો અભિપ્રાય જાહેર થતાં, તેની મૂળ મુશ્કેલી માટે પુનઃ વિચાર કરવાને નવી એક નાની સમિતિ નીમી સવાલ વળી પાછો મુલતવી રાખ્યો. સરકાર આવી ભલામણોનો ક્યારે અમલ કરશે તે અત્યારે ખુદ જકાત સમિતિનો અધ્યક્ષ પણ કહી શકે નહિ. કુલ ખપતના ૫૦ ટકા જેટલું મીઠું મુંબઈ, મદ્રાસ જેવા

દરિયાઈ પ્રાંતો પેદા કરે છે; અને માટે જ ગાંધીજીનો મીઠા સંબંધી સવિનય કાયદાભંગ અદ્દભુતપણે ફતેહમંદ નીવડયો હતો. બાકીનું તમામ મીઠું ખાણુમાંથી કે મીઠાના પહાડમાંથી કાઢેલું તે વપરાય છે. અને મુખ્યત્વે તે પંજાબમાં મળે છે. મીઠાની આવકને લગતા કોઈ પણ કોષ્ટક પર દૃષ્ટિપાત કરો અને મીઠાના વપરાશનો ખ્યાલ રાખો, તો સહેજે જણાશે કે લોકો મીઠું કેમ આ કરના પ્રમાણમાં જ બરાબર વધારે કે ઘટાડે છે. જાણે ઘડિયાળનું લટકણિયું! કર વધારે ત્યારે વપરાશ ઘટી જાય, અને કર ઘટાડે ત્યારે વપરાશ વધી જાય. આના કરતાં વધારે સંગીન દલીલ બીજી કઈ જોઈએ કે જેથી સિદ્ધ થાય કે આ કર જીવનની જરૂરિયાત પર બોજો છે, અને તેથી લોકોને ખરેખર અતિ જ હાડમારી ભોગવવી પડે છે?

## મીઠાનો કર અને સરકારનો નાણાંવહીવટ

નાણાંની—પૈસાની—દલીલ પર હું આવી મહત્ત્વની વસ્તુ માટે મદાર બાંધવા બહુ ઇચ્છતો નથી. પરંતુ જો મીઠાના કરમાં સંડોવાયલા નાણાંવહીવટના સવાલ પર લેશમાત્ર પણ લક્ષ ન આપીએ તો આ પ્રકરણ પૂરું તપાસેલું કહેવાય નહિ. મીઠાનો કર સરકાર રદ કરે તો સરકારી તિજોરીને સાતેક કરોડની ખોટ લાગે; અને તેને પેટે થતો ખર્ચ બાદ કરીએ તો તેથી પણ ઓછી ખોટ થાય. આ ખોટ પૂરી કરવાના ઉપાય આપણને મહાત્માજીએ બીજા મુદ્દાઓમાં બતાવ્યા છે; એટલે તેની ચર્ચા કરીએ ત્યારે તે સમજાશે. પણ અહીં એક

બીજી દલીલની નોંધ લઈએ. મેં એક માનનીય વડી ધારાસભાના સભ્યને મોંએ આ વાત સાંભળી છે, કે જો સરકાર એકસામટો મીઠાનો કર રદ કરે તો આજે જે ભાવે મીઠું મળે છે તેના કરતાં તે દેશના દરિયાથી દૂર રહેતા વતનીઓને વધારે મોઘું મળે! આ દલીલ આવા જાણીતા સભ્યે ના કરી હોત તો તે કોઈ ઉચ્ચારવાની પણ હિમ્મત ના કરત. કારણ ઘઉં પર, ઘી પર, બાજરા પર સરકાર આવો કર નથી નાંખતી. તેથી શું આપણને તે વધારે મોંઘાં મળે છે? અને આજે પણ જે પ્રાંતોમાં મીઠાવેરો નથી—દરિયાકિનારાના દેશી રાજ્યોમાં તે નહિ હોય —ત્યાં પણ શું મીઠાની મોંઘવારી થાય છે? આ તો માત્ર ગુલામ બુદ્ધિનો પ્રભાવ! અને સાથે જો ધનિકપણાની સ્વાર્થી બુદ્ધિ હોય તો પછી વાત જ શી પૂછવી?

આ બધાનો સાર એટલો કે સરકારને આજ મીઠાવેરામાંથી ચોખ્ખી આમદાની ૫½ કરોડ રૂપિયા જેટલી છે. બાકીનો ભાગ તો ખર્ચ પેટે જાય છે. અને સરકાર આ કર કાઢી નાંખે તો આ ખર્ચ રાખવાની જરૂર ન પડે. આ સાડાપાંચ કરોડની નુકસાની પૂરી કરવી હોય તો તેના બીજા રસ્તા છે. અને સરકાર તેનો ખર્ચ ન ઘટાડે, તોપણ, આપણી પરદેશી—'સ્ટર્લિંગ'–લોન છે, તેના પર આવકનો કર નાંખે,—જે આજ પડતો નથી—તોપણ ખોટ મોટે ભાગે પુરાઈ જાય. અને બાકી રહે તેને સારુ આજે જે બ્રિટિશ પોલાદ અને બ્રિટિશ કાપડનું તફાવતી દાણ માફ કરવામાં આવે છે, તેથી પુરાઈ જાય.

સરકારનો હાલનો ખજાનચી એટલા પૂરતો પ્રમાણિક લાગે

છે કે એણે ગયા અંદાજપત્રના મૂળ ખરડામાં આપણને પરદેશી લોક નાણાં ધીરે છે તેના વ્યાજ પર, જેમ હિંદી ધીરનારના વ્યાજ પર આવકનો કર લેવામાં આવે છે, તેવો કર લેવાની ભલામણ કરી હતી. પરંતુ સરકારના બીજા મંત્રીઓને તે નહિ ગમી હોય, અથવા બીજું ગમે તે કારણ હોય. જ્યારે આ ભાષણ જાહેર થયું ત્યારે તેમાં ઉપલો ફકરો જણાયો જ નહિ. મેં મૂળ ખરડો જોયેલો. તેથી તેમાંથી આ ફકરો એકદમ અદૃશ્ય થતો જોઈ મને વિસ્મય હજુ પણ થાય છે કે સરકારી અધિપતિ સાહેબો તેમનું સંપાદન–કર્મ કેમ બજાવતા હશે, કે જેથી સર જ્યોર્જ સૂસ્ટર જેવા મોટા પ્રધાનને પણ પોતાનું થૂંકેલું ગળવું પડે ! ! આ તાજુબીના બનાવ સાથે આ લેખમાળામાં મને સંબંધ નથી. મારે અહીં એટલું જ જણાવવું છે કે વ્યાજ વાટે જે રકમ આપણે આજ પરદેશી ધીરનારને ખંડણીરૂપે આપવી પડે છે, તેના પર પણ આપણો ૧૦ ટકા જેટલો આવકનો કર વસૂલ કરવામાં આવે, તો હિંદુસ્તાનને દર વર્ષે રૂા. ૨.૬ કરોડ જેટલો લાભ થાય. અને જો બ્રિટિશ પોલાદ અને બ્રિટિશ કાપડની આ દેશમાં સરેરાશ આવક રૂા. ૫૦ કરોડ જેટલી ગણીએ, અને તેના પર પાંચ ટકા જેટલી જકાત માફ ગણીએ, અને તે મારી રદ્દ કરીએ, તો બીજા ૨.૫ કરોડ આપમેળે જ મળી જાય. એટલે કે મીઠાવેરાની નુકસાની, કર સદંતર રદ થાય તોપણ, જણાય નહિ.

કરવેરા સમિતિમાં તેના એક જ સભ્ય ડૉ. પરાંજપેએ જણાવ્યું હતું કે મીઠાનો દર આજ મણે સવા રૂપિયો છે તેને

બદલે આઠ આના જેટલો કરવામાં આવે, તો સરકારી તિજોરી ને કોઈ જાતનો વાંધો આવે જ નહિ. અને આજે જો દેશમાં કોઈ કહેવા જાય કે મીઠાનો કર સદંતર નાબૂદ કરવામાં આવે તો સરકારી તિજોરી પાતાળ ભેળી થઈ જાય, તો તેનું કથન અરણ્ય–રુદન જેવું થઈ પડશે. મીઠાનો કર સદંતર જાય તેથી જે ઉત્પાત અમુક નિરાશાવાદની પૂતળીઓ કથી રહી છે, તેને માટે પુરાવાનું એક અંશભર ચિહ્ન નથી. અને મીઠું સરકાર કર લઈને આપે તેને બદલે જેમ દાણોપાણી મળે છે તેમ સામાન્ય વેપાર દ્વારા મળ્યા કરે, તેથી પ્રજાને નવી હાડમારી લાગે એમ માનવાને પણ કારણ નથી. આવાં પગલાંથી પ્રજાને તો લાભ જ થાય, સદાય લાભ થાય, અને લાભ સિવાય કંઈ સંભવે નહિ.

આવાં કારણોને લીધે, મહાત્માજીએ અતિ દીર્ઘદષ્ટિ વાપરી મીઠાનો મુદ્દો પહેલો જ ઉપાડી લીધો, અને એ મારફત તેઓ વર્તમાન સરકારને જણાવવા ચાહે છે કે તેણે આપણા પર નાખેલા બોજા કેવા અસહ્ય, અન્યાયી, હાનિકારક છે. સરકાર જો ખરેખર પ્રજાનો લાભ જ ઇચ્છતી હોય તો તેણે નિર્વિલંબ આ બોજા રદ કરવા જોઈએ. લોર્ડ ઇર્વીન અને તેના સરકારી સહાયકો કહે છે તો ઘણીયે વાર કે સરકાર પ્રજાના લાભ માટે છે. પણ જો તેમના કથનમાં રતિભાર પણ સત્ય હોય, વચન અને વ્યવહારને સંબંધ હોય, તો તે બતાવવા તેઓ આના કરતાં બીજો વધારે સુગમ અને લાભકારી માર્ગ કયો લઈ શકે ? મહાત્માજીએ તો નિશ્ચય કર્યો જ છે કે સરકારની વાણી અને કાર્યોમાં મોટો તફાવત રહે, વિરોધ રહે, તો તેમની

પોતાની અને તેમના અનુયાયીઓની માનસિક હિંમત બતાવી આપવી, કે જેથી આ સખત, જુલમી, અસહ્ય અને અન્યાયી કરભાર આપમેળે જ રદ થઈ જાય. અને તેથી જ તેમણે સવિનય કાયદાભંગનો પ્રથમ પ્રજાકીય અખતરો આ પ્રદેશમાં અજમાવ્યો છે. લાખો બલ્કે કરોડો પ્રજાજનોએ આ કાયદો તોડયો, છતાં સરકાર કશું કરી ન શકી, તેટલાથી જ સાબિત થાય છે કે આ કાયદો પ્રજાને અપ્રિય છે, અસહ્ય છે, અણ-માન્ય છે, અને તેથી તેનો તત્કાળ નાશ થવો જોઈએ.

## ૫

## લશ્કરી ખર્ચનો બોજો

મહાત્માજીના ૧૧ મુદ્દામાંના ૫ મા મુદ્દામાં જણાવ્યું છે કેઃ "એક જ ફટકે અને પહેલાં પગલા તરીકે લશ્કરી ખર્ચ ૫૦ ટકા જેટલો ઘટાડી નાખવો." આ તો માત્ર મંગળાચરણ, પ્રસ્તાવના સમજવી. હિંદી પ્રજાનાયકો જ્યારથી રાજમંત્ર અને રાષ્ટ્રીય અર્થ સમજતા થયા ત્યારથી જ તેઓ આ બાબરા ભૂત જેવા લશ્કરી ખર્ચ સામે વિરોધ દર્શાવી રહ્યા છે. દરેક હિંદી લેખકના લખાણમાં, ધારાસભા જ્યારથી ઉદ્‌ભવી ત્યારથી તેમાં આવતા અંદાજપત્ર પર થતા પ્રત્યેક ભાષણમાં, લશ્કરી ખર્ચમાં દરસાલ જે ચાલુ, અચૂક, અનંત વધારો થતો રહ્યો

છે, તે સામે પોકાર કરવામાં આવ્યો છે. એ પોકાર નીચે જણાવેલ એક કે બીજા કારણસર ઉઠાવવામાં આવેલ છેઃ—

૧ હિંદમાં જે લશ્કર રાખવામાં આવે છે અને જેને માટે હિંદી પ્રજાને મોટા બોજા ઉઠાવવા પડે છે, તે હિંદના રક્ષણ ખાતેની જરૂરિયાતથી અતિ જ અધિકતર છે. હિંદના રક્ષણ ખાતેની જરૂરિયાતનું પ્રમાણ અગાઉથી નિયમિત કરી શકાય; અને આગળ એકબે વાર એવું નિયમન કરવામાં આવેલ પણ છે. પણ સરકાર તેવા પોતે જ કરેલા નિયમને વળગી રહેતી નથી; અથવા તો જે નિયમ તે વચને સ્વીકારે તેનો વ્યવહારમાં ઉપયોગ કરતી નથી.

૨ બચાવ–રક્ષણ–ખાતે કરવામાં આવતો ખર્ચ પ્રમાણ કરતાં વધારે વધી ગયો છે. અને તેનું કારણ એ કે અહીં અમુક અગાઉથી નિશ્ચિત પ્રમાણમાં સરકારને ગોરું લશ્કર રાખવું પડે છે. આથી કરી હિંદી પ્રજાને રક્ષણરૂપી જે લાભ મળે છે, તે આ ખર્ચના પ્રમાણમાં અતિ જ ઓછો છે.

૩ રક્ષણના લાભાલાભનો વિચાર વેગળો રાખીએ અને માત્ર તેના ખર્ચના આંકડાનો જ ખ્યાલ કરીએ, તોપણ અંદાજ-પત્રમાં તે ખાતે બતાવેલો આંકડો જોઈ સંતોષ માનીએ તો મોટી ભૂલ થશે. આ ખર્ચ દેખાડે છે તેના કરતાં વાસ્તવિકપણે બહુ જ વધારે મોટું છે. હિંદને માત્ર હિંદના પોતાના રક્ષણ માટે આટલી ફોજ અને આવી સામગ્રી નિભાવવાની અગત્ય નથી. એ તો માત્ર આપણે અદૃશ્ય માર્ગે બ્રિટિશોની સામ્રાજ્ય સંગીન કરવાની લડતમાં સહાય આવીએ તેને વાસ્તે રાખવો પડે છે. અને આવી સામ્રાજ્યના કારણોથી થતી લડાઈને પરિણામે

જે કરજનો બોજો વધ્યો છે તેના વ્યાજનો ભાર પણ આ ખાતાના ખર્ચના આંકડામાં સમાવવો જોઈએ.

૪ દેશના બચાવને બહાને હિંદના આધુનિક રાજ્યપુરુષો જે ખર્ચ લશ્કર ખાતે કરી રહ્યા છે તેથી એટલું સિદ્ધ થાય છે કે તેઓ તેમના સમકાલીન ઇતિહાસ અને તેના રહસ્યથી અજ્ઞાન છે. આજે દુનિયામાં સર્વત્ર શાંતિ પ્રસરે તેના ઉપાયો યોજાય છે ત્યારે જે કોઈ આવી શાંતિભંગની સામગ્રી રાખે તે પૃથ્વીની પ્રજાનો દ્રોહ કરે છે એમ માનવાને ફરજ પડે છે.

આ કારણોનો અનુક્રમે કંઈક ઊંડા ઊતરી વિચાર કરીએ.

૧. હિંદમાં અમુક પ્રમાણમાં રક્ષણસામગ્રી રાખવી એ જે અમલદારી તંત્ર પ્રવર્તી રહ્યું છે તેનો પાયો જ જણાતો નથી. પચાશ વર્ષ પર સીમલા ફોજ-સમિતિ જેને કહે છે તેણે આને માટે અમુક વાસ્તવિક-જોઈ અને સમજી શકાય તેવો-પાયો બાંધવા પેરવી કરી હતી. અને તદનુસાર એવું નિશ્ચિત કરવામાં આવ્યું હતું કે હિંદમાં રાખેલી લશ્કરી સામગ્રીના બે મૂળ મુદ્દા છે, અને તે એ કે:—(અ) ફોજની સામગ્રી એટલા દરજ્જાની હોવી જોઈએ કે જેથી જો હિંદ પર પરદેશી પ્રજા હલ્લો કરે તો તે સામે બચાવનાં સંપૂર્ણ સાધનો હોય. તે વેળા હિંદના હાકેમો એમ માની જ બેઠા હતા કે હિંદ પર રશિયાનો ડોળો છે, અને તે કાબૂલ વાટે, ખાઈબર ઘાટમાંથી ધાડ લાવશે. એટલે બચાવની સામગ્રી એકલા અફઘાનિસ્તાનને હંફાવવા પૂરતી નહિ, પણ રશિયા અને અફઘાનિસ્તાન બંને

મળી હલ્લો લાવે તોપણ તેને પાછાં વાળી શકાય તેટલું આપણામાં લશ્કરી જોર રહેવું જોઈએ. ઇતિહાસનું રહસ્ય તપાસતાં આ ધાસ્તી મોટે ભાગે બિનપાયાદાર લાગે છે—જો કે સામ્રાજ્યવાદી ઝારનું રશિયા એવો લોભ રાખતું હોય તેમાં કંઈ અસંભાવ્ય નથી, પણ આજે તો તે તમામ બદલાઈ ગયું છે અને છેલ્લા બાર તેર વર્ષથી એ ફેરફાર થઈ ગયો છે. રશિયા—બોલ્શેવિસ્ટ રશિયાને કોઈ પણ પરદેશી પ્રજાને એવી ગુલામ કરવાની ઉમેદ રહી નથી. અને અફઘાનિસ્તાન યાતો હિંદનું ગાઢ મિત્ર બન્યું છે કે યાતો તે પોતાના આંતરિક વિગ્રહમાં મૂંઝાઈ ગયું છે. તેથી હિંદને પારકી પ્રજા હલ્લો લાવે તેવી હાલ તરત તો બિલકુલ ધાસ્તી નથી. અને મને લાગે છે, ખરેખર હવે ત્યાંથી એવી સામ્રાજ્ય ફેલાવનાર ધાસ્તી રાખવાનો યુગ જ વીતી ગયો છે. છતાં આપણે આજે પણ એ જ જરીપુરાણા પ્રમાણને આધારભૂત માની બેઠા લાગીએ છીએ, અને લશ્કરી ખર્ચ એટલા પ્રમાણમાં રાખ્યો છે કે જેથી આપણી પાડોશી પ્રજાને સકારણ બીક રહે કે હિંદુસ્તાનની બ્રિટિશ સરકાર હજુ પણ બીજી પ્રજાને પરવશ કરવાની પેરવીમાં ગૂંથાઈ છે. આવી આપણી પાડોશી અને ભાઈબંધ પ્રજા આપણી વૃત્તિ માટે દહેશત રાખે, તેથી આપણને ભાઈચારામાં કેટલું નુકસાન થાય છે, તેનો અડસટ્ટો કોણ કરી શકે ? હિંદમાં જ્યારે સ્વરાજ હતું, શહેનશાહત હતી ત્યારે અફઘાનિસ્તાન હિંદનો એક પ્રાંત હતો. અને એ પ્રાંત જુદો પડ્યો ત્યાર પછી પણ મહારાજ રણજીતસિંહના સમય સુધી તો અફઘાન હલ્લાની આ દેશને કદી ધાસ્તી જ નહોતી.

અફઘાન હલ્લાની ધાસ્તી તો બ્રિટિશ સમયની જ માયાકૃતિ છે. અને વિસ્મયકારક બીના તો એ છે કે, હિન્દની બ્રિટિશ સરકારે અફઘાન હલ્લાની આટઆટલી ધાક રાખવા છતાં, તેને માટે વર્ષો સુધી આટલી મોટી તૈયારી કરી રાખવા છતાં, જ્યારે જ્યારે અફઘાન લોકો સરહદ મૂકી આગળ વધ્યા ત્યારે ત્યારે અંગ્રેજ ફોજે તો માર જ ખાધો છે! અંગ્રેજ પ્રજાને માટે એવું કહેવાય છે કે જોન બુલ કદી માને જ નહિ કે તે પડી ગયો. અને આ દેશમાં કહેવાય છે કે "મિયાં ગિરા મગર તંગડી ઊંચી." આ ન્યાય અફઘાન-બ્રિટિશ યુદ્ધના ઇતિહાસમાં પાને પાને પથરાયેલો લાગે છે. ૧૮૪૧-૨ ના યુદ્ધમાં; ૧૮૭૮-૭૯ ની લડાઈમાં અને ૧૯૧૯ ની ચડાઈમાં એ જ તત્ત્વ દેખાય છે. એટલે જો કાર્યદક્ષતાનો પ્રમાણસર વિચાર કરીએ તોપણ, આવી જંગી ગંજાવર તૈયારી વર્ષો સુધી રાખ્યા પછી આખરે તો હારની હાર ! તો પછી આવી તૈયારીનું પ્રયોજન શું ? અકબર શહેનશાહે આ જ બાબતમાં જે અદ્‌ભુત ડહાપણ વાપર્યું હતું તે યાદ કરવાની હવે જરૂર છે. તેનો કાબૂલનો સૂબો ક્યારે પણ કાંટારૂપ થાય, તે બીકનો માર્યો તે ચાલુ મોટું લશ્કર રાખી તિજોરી ખાલી કરતો નહિ. પણ જ્યારે ખરેખર જરૂર પડે ત્યારે તે વખતની જરૂર પૂરતી ફોજ ઊભી કરી સમાધાની મેળવતો. ચાલુ ફોજનું ખર્ચ રાખવું એ અકબર જેવા પ્રવીણ અને અનુભવી રાજપુરુષને તો આર્થિક લૂંટ જેવું જ ભાસતું. દરવર્ષે આવું મોટું ખર્ચ નાશ-સામગ્રી પાછળ કરવું, તેથી ન છૂટકે પ્રજામાંથી હુન્નરઉદ્યોગને માટે જોઈતી મૂડીનો નાશ થતો જાય; એટલે પ્રજાની ગરીબીમાં વધારો થાય, અને

સાથેસાથે જ્યારે આટલું ખર્ચ કરવા છતાં સાફલ્ય કંઈ થાય નહિ ત્યારે તો આવા નાશક કર્મની અવધિ સમજવી.

(આ) લશ્કરી સામગ્રી રાખવાનો સીમલા–સમિતિએ મુકરર કરેલ નિયમ અથવા પ્રમાણ દેશમાં અરાજકતા ન પ્રગટે તેની સામે રક્ષણ પૂરતી ફોજ રાખવી એ છે. અઢારમી સદીમાં, ઓગણીસમી સદીની શરૂઆતમાં પણ હિંદુસ્તાનની જે પરિસ્થિતિ હતી તેમાં આવું પ્રમાણ ઊભું કર્યું હોય તો તો સમજાય. પણ આજે જ્યારે હિંદમાંથી અશાંતિનાં સર્વ તત્ત્વો નષ્ટ થયાં છે, અને અરાજકતાનો પવન આવી સુધરેલી પ્રજામાં ફેલાવાનો સંભવ જ ન હોય, ત્યારે આવી મોટી ફોજ રાખવાનું કારણ શું? ૧૮૮૦ માં સીમલા–સમિતિએ ઉપર્યુક્ત દ્વિધા પ્રયોજન માટે ૬૫૦૦૦ ગોરું અને ૧,૩૦,૦૦૦ દેશી લશ્કરને પૂરતું ગણ્યું હતું. સરકારે ત્યારબાદ પાંચ વર્ષમાં જ આ નિયમ તોડયો અને ફોજ વધારી. પણ તેના બેમાંથી એક પણ નિયમને આધારે આ ફોજનો, આવા નિરર્થક નુકસાન અથવા નાશકારી ખર્ચનો, બચાવ કરી શકાય નહિ. આજે દેશની અંદરની સમાધાની જાળવવા માટે દરેક પ્રાંતોમાં પોલીસ છે અને તે ખાતે પ્રાંતિક સરકાર કુલ રૂપિયા ૧૦ કરોડનો વાર્ષિક ખર્ચ કરે છે. તો પછી તે જ કારણ માટે લશ્કરનો અમુક ભાગ શા માટે રાખવો? અને તે ખાતે વ્યર્થ ખર્ચ શા માટે કરવું? આજે હિન્દનાં દેશી રાજ્યો સૌ બ્રિટિશ સામ્રાજ્યનાં ગાઢ મિત્રો થઈ બેઠાં છે. ખુદ નિઝામ સરકાર

પોતાનો મોટામાં મોટો માનકારી ઇલકાબ "યારે વફાદારે બ્રિટાનિયાએ" સમજે છે અને બીજાં પણ તેવાં જ રાજ્યો પોતાને "દોલતે ઇંગ્લિશિયા" અને "ફરઝ દે ખાસ" કહેવડાવી માન સમજે છે. રાજાઓની જાહેર ઉક્તિ એ જ પદ્ધતિ —એ જ રાજનીતિ–સૂચવે છે. ત્યારે સરકારને આ દેશનું આંતરિક જોખમ એવું કયું લાગે છે કે જેની સામે આવું લખલૂટ ખર્ચ કરવાની જરૂર જણાય ? હિંદની સરહદ પર પણ હિંદી સરકારે સત્તા જમાવી છે. અને ત્યાં પણ હવે પોલીસ કામ ઉપરાંત વધારે મોટા પ્રમાણમાં લશ્કરી ખર્ચ રાખવાની પ્રજાજનને જરૂર દેખાતી નથી. તો પછી ન્યાય કે નીતિસર સરકાર આજે જે ખર્ચ લશ્કરને બહાને રાખે છે, તેમાં હિંદી પ્રજાની અને તેના સમજુ, દૂરઅંદેશ નેતાઓની સહાનુભૂતિ હોય જ કેમ ? માત્ર એક જ કારણ (?) મળે છે કે જેને અંગે હિંદી સરકારને આટલો બોજો નાંખવો પડે; અને તે એ કે હિંદમાં રહેલું–રખાતું–લશ્કર કેવળ હિંદના રક્ષણ માટે નહિ, પણ બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ અને નિભાવની પશુબળ–સામગ્રીનો અંશ છે. સીમલા લશ્કર–સમિતિએ તો હિંદની ફોજનાં ધ્યેય ઉપર જણાવ્યાં તેવાં નિર્ણીત કર્યાં હતાં. પણ ત્યાર પછી ચાળીસ વર્ષે નિમાયલી એસર–સમિતિએ તેટલી જ સ્પષ્ટતાથી કહી દીધું કે હિંદમાં રહેતી ફોજ તો બ્રિટિશ સામ્રાજ્ય તમામના રક્ષણસાવધાનનું અંગ છે. આ નિર્ણય યુરોપીય મહાભારત પછી તરતમાં જ કર્યો હતો, અને તેને ૧૯૨૧ માં મળેલી હિન્દની વડી ધારાસભાએ તેટલી જ સ્પષ્ટતાથી રદ

કર્યો હતો. એ ધારાસભા કંઈ હિંદી પ્રજાઓના ચુસ્ત અને નીડર નેતાઓની બનેલી કહેવાય નહિ. છતાંપણ તેણે એમ માનવાની સાફ ના પાડી કે હિંદમાં રખાતી ફોજને બ્રિટિશ તાજની—બ્રિટિશ સામ્રાજ્યની—તમામ રક્ષણસામગ્રીની અંગભૂત લેખવી. ઊલટું એણે ઠરાવ કર્યો કે હિંદી ફોજની સામગ્રી અને તેનું કદ હિંદની જ જરૂરિયાતના પ્રમાણમાં રાખવાં, નહિ કે બ્રિટિશ સામ્રાજ્યની. આવો સ્પષ્ટ અભિપ્રાય છતાં, અને ખુદ સરકારે નીમેલી ધનિક વર્ગવાળી ઇંચકેપ સમિતિએ સરકારી ખર્ચમાં કાપકૂપ કરવાની ભલામણ કરતી વેળા ફોજનો ખર્ચ ઘટાડવાની સૂચના કરવા છતાં, જો સરકાર ગાંધીજીની આ માગણી કબૂલ ન રાખે તો પછી, પ્રજા એમ જ સમજે કે સરકારને આવી ફોજ દ્વારા હિંદ પર બ્રિટિશ કબજો અડગ રાખવો છે, અને તે દ્વારા આપણું દ્રવ્ય અપહરણ કરવાનાં સાધનો અનેક રીતે જારી રાખવાં છે. ઉપલી બધી દલીલો ધ્યાનમાં લેતાં, એટલે કે હિંદની ફોજ માત્ર હિંદની જ રક્ષણ-સામગ્રી પૂરતી રાખવાનો સિદ્ધાંત કબૂલ કરી, અને આજની દુનિયાની શાંતિ માટે થતી તમામ હિલચાલ તેમ જ સંધિ ધ્યાનમાં લઈ, મહાત્માજી જો હિંદી લશ્કરી ખર્ચ મંગળાચરણ તરીકે ૫૦ ટકા જેટલો કમી કરવા માગે તો તેમાં અવ્યવહારુ શું છે? ઇંચકેપ સમિતિએ હિંદ માટે વાર્ષિક રૂપિયા ૫૦ કરોડનો બોજો તો ઉત્કૃષ્ટ લેખ્યો હતો. અને તે વખતે (૧૯૨૨–૨૩) જે ભાવતાલ હતા તેનામાં અને આજે ૨૦ ટકા જેટલો ફેર પડયો છે, એટલે કે તે વખતના ૫૦ કરોડ રૂપિયા જેટલો માલ કે મહેનત ખરીદે તેટલો આજ ૪૫ કરોડ રૂપિયા ખરીદી

શકે, કારણ કે રૂપિયાની કિમ્મત કૃત્રિમપણે વધારી નાંખી છે. છતાં સરકાર આજે પણ ૫૫ કરોડ જેટલો ફોજનો ખર્ચ રાખી બેઠી છે! અને તેમાં ફોજી કારણોને વાસ્તે બાંધેલી સરહદની રેલવેની નુકસાની નથી ગણતા, તેમજ લડાઈના કારણે કરેલા કરજ પરનું વ્યાજ નથી ગણતા. એ તમામ જો ગણો તો ફોજી ખર્ચ આજે પણ લગભગ ૮૫ કરોડ જેટલો લેખાય. અને તેમાં રૂપિયાના દરમાં જે કૃત્રિમ વધારો કર્યો છે તેનો ઉમેરો કરો તો લગભગ રૂ. ૯૫ કરોડ જેટલો ખર્ચ લેખવો પડે. આ ખર્ચનું પ્રમાણ તપાસીએ તો તે હિંદની વડી સરકારની કુલ આવકનો લગભગ ૬૦ ટકા જેટલો ભાગ થાય છે. આવા મોટા પ્રમાણમાં આવી નાશકારી સામગ્રી માટે આજે બીજી કોઈ પણ પ્રજા ખર્ચ કરતી નથી. અને જ્યારે બીજી પ્રજાને સાચાંખોટાં સામ્રાજ્યનાં સ્વપ્નાં હશે ત્યારે આપણને તો એવો ખ્યાલ જ નથી કે આપણી પાડોશી પ્રજા પર આપણો કબજો બેસાડવો. બીજી પ્રજા દેખીતી રીતે લડાઈસામગ્રી કમી કરી, તેનો ખર્ચ ઘટાડવાની પેરવીઓ રચે છે અને સંધિ કરે છે. ખુદ બ્રિટિશ સરકાર આવી પેરવીમાં અગ્ર ભાગ લે છે. તો હિંદની ગરીબડી પ્રજાની સરકાર આ વાત શા માટે ન વિચારે? ઇંચકેપ સમિતિ જેવી ધનિક તત્ત્વોથી ઊભરાતી સમિતિએ પણ ૫૦ કરોડનો ફોજ માટેનો વાર્ષિક ખર્ચ હિંદની આવક અને શક્તિનાં પ્રમાણમાં અતિ જ મોટો માન્યો હતો. એ સમિતિને રાજનીતિના—ફોજ રાખવાની મૂળ પદ્ધતિના—પ્રાથમિક પ્રશ્નોમાં ઊતરવાની સત્તા નહોતી. છતાં તેમણે—એટલે કે જે લોકોને રક્ષણસામગ્રી કોઈ પણ રીતે કમી થાય તો અતિ જ

ખમવાનું થાય—તે લોકોએ પણ એમ જ કહ્યું કે ૫૦ કરોડનો ફોજ માટે ખર્ચ કરવો તે હિંદી પ્રજાની શક્તિ ઉપરાંત ગણાય. તો પછી જે રાજપુરુષ સતત પ્રજાના લાભનો જ ખ્યાલ કરતો હોય, અને આપણી રાષ્ટ્રીય તેમજ પ્રજાકીય પરિસ્થિતિનાં મૂળતત્ત્વો વિચારતો હોય, તે કેમ આવા પ્રશ્નમાં ઓછી માગણી કરે ?

(૨) આ સઘળી દલીલ બાજુએ રાખીએ અને માત્ર ખર્ચનો જે આંકડો આપણને પ્રતિવર્ષ અંદાજપત્રમાં દેખાડવામાં આવે છે તેનો જ ફક્ત ખ્યાલ કરીએ, તોપણ હિંદની બચાવસામગ્રી અને લશ્કરી ખર્ચ ઘણો જ વધારે પડતો લાગે. એટલું જ નહિ, પણ એ ખર્ચના પ્રમાણમાં આપણને જે રક્ષણ (?) મળે છે તેના આધારે પણ એ ખર્ચ અતિ જ મોંઘો ગણાય. આ મોંઘાપણાનું મૂળકારણ તો એ છે કે, આપણને આપણી ફોજમાં અમુક પ્રમાણમાં યુરોપિયન લશ્કર રાખવું પડે છે, અને ફોજ તમામ માટે યુરોપિયન અમલદારો રાખવા પડે છે. હિંદી સિપાઈનું વાર્ષિક માથાદીઠ ખર્ચ રૂ. ૬૦૦નું અને બ્રિટિશ સિપાઈદીઠ ખર્ચ રૂા. ૨૫૦૦ નું. આપણે આજ સરેરાશ ૭૫,૦૦૦ ગોરા સિપાઈઓ અને ૧,૫૦,૦૦૦ દેશી લશ્કર રાખીએ છીએ, અને તે તમામ જો હિંદી હોય, અથવા યુરોપિયન તત્ત્વનો ખર્ચ હિંદી સિપાઈ જેટલો હોય, તો એક જ ફટકે ૨૦ કરોડ રૂપિયા જેટલો આજે જ બચાવ કરી શકાય. આમાં દેશી રાજ્યોમાં જે ફોજ રાખે છે તેની ગણતરી નથી, સામ્રાજ્યની ટુકડી, મદદનીશ ફોજ, લશ્કરી પોલીસ, લશ્કરી નોકરવર્ગ—એ સૌની ગણતરી નથી. આટલો બધો

સરંજામ હોવા છતાં આંતરિક વિગ્રહ કે પરદેશી હુમલાની આપણી સરકારને શી પરવા હોય, કે તે આટલો મોટો બોજો ચાલુ રાખે ? આપણી વર્તમાન સરકાર હિંદી સિપાઈની બહાદુરી તેમ જ વફાદારી પર શામાટે આધાર ન રાખે ? એની વફાદારીની તો સરકારને અનેક કસોટી થયા પછી ખાતરી થઈ જ હોવી જોઈએ. સરકારને ન્યાયી કોઈ પણ કામ માટે આ લોક અવશ્ય નિઃશબ્દ સહાય આપે જ. તોપછી સરકાર આટલો મોટો ખર્ચાળ વિભાગ પરદેશી સિપાઈ અને પરદેશી અમલદારનો શા માટે રાખે છે ? આજની દુનિયાની પરિસ્થિતિ જોતાં, આંતરરાષ્ટ્રીય સંસ્થાનું પ્રતિદિન વધતું માહાત્મ્ય લક્ષમાં લેતાં, અને આંતરરાષ્ટ્રીય સુલેહ જાળવવાની–ફોજ વગેરે ખર્ચ ઓછો કરવાની--સંધિઓ ધ્યાનમાં રાખતાં, સરકારને એવી ભીતિ રાખવાનું રજમાત્ર કારણ નથી કે, તેમની સલામતી કોઈ પણ રીતે કમતી થાય. આજની ફોજ જો આપણી પાસેથી ૫૫ કરોડ જેટલા રૂપિયા ખાવા માગે છે, તો તેમાંનું બ્રિટિશ તત્ત્વ હિંદી તત્ત્વ કરતાં જુમલે બમણો ખર્ચ કરાવે છે; અને તે અર્ધો પણ કરે તો વર્ષે રૂપિયા ૨૦ કરોડનો કે તેથી પણ વધારે બચાવ થવા, ઉપર જણાવ્યું તેમ, સંભવ છે. વળી તેથી કંઈ ઉત્પાતની દહેશત ઊભી થતી નથી. આજે આપણે આટલા ખર્ચને ભોગે જે ખરેખર ફોજ કેળવીએ તેનાં બુદ્ધિ અને અનુભવ તમામનો લાભ તો બ્રિટિશ સામ્રાજ્ય માટે છે, હિંદી રાષ્ટ્રીય એકતા કે સ્વાતંત્ર્ય માટે નથી. આપણી લશ્કરની રચના એવી છે કે દેશના રક્ષણસાધનાનું સર્વસ્વ એક જ આ ચાલુ લશ્કરમાં સમાઈ ગયું. એ લશ્કર જ્યારે કોઈ પણ કારણે

મહાત થાય અથવા બેદિલ થાય ત્યારે હિંદનાં ભૂતકાળનાં સામ્રાજ્યોનું થતું તેમ થવા આજે પણ સંભવ રહે છે. એટલે કે, પાણીપતની એક જ લડાઈમાં હાર ખાધી અને પઠાણશાસન નાશ પામ્યું તેમ આજે પણ બનવા સંભવ છે. ઇતિહાસના પાઠ આપણી વર્તમાન સરકાર શીખવા નથી ચાહતી લાગતી; અને ચાલુ જમાનાની બીજી પ્રજાનો દાખલો લઈ નિરર્થક ખર્ચમાં બચાવ કરતી નથી. જ્યાં જ્યાં આજે યુદ્ધસામગ્રી મોટા પ્રમાણમાં રાખવામાં આવે છે ત્યાં ત્યાં લોક માત્ર લશ્કર ઉપર જ આધાર રાખી બેસતા નથી, પણ પ્રજા આખી આત્મરક્ષણ માટે કેળવાયલી હોય છે અને તત્પર રહે છે. અહીં તો સરકાર આપણને પ્રજા તરીકે લશ્કરી તાલીમ કે હથિયાર કે અનુભવથી સદા વિમુખ રાખે છે. આપણને આત્મ-રક્ષણ માટે પણ પરવાના વિના હથિયાર રાખવાની મનાઈ, ફોજમાં અમલદાર થવાની આણ, અને પ્રજાજનમાત્રને લશ્કરી તાલીમનો નિષેધ! એટલે નછૂટકે માત્ર ફોજ પર મદાર બાંધી બેસવું પડે. આપણો રાષ્ટ્રિય વહીવટ સુવ્યવસ્થિત થાય, અને આપણો રાષ્ટ્રિય ખર્ચ શાસ્ત્રીય રીતે યોજાય, તો આપણે ત્યાં મૂળ પદ્ધતિ જ ફેરવાઈ જાય. આજે એક ચાલુ લશ્કર પાછળ આટલો લખલૂટ ખર્ચ કરી, આપણને બદલામાં મળવો જોઈતો બચાવનો ચોથો ભાગ પણ સાંપડતો નથી; તેને બદલે આપણે સ્વરાજ ભોગવતા હોઈએ તો આજે કરીએ છીએ તેથી અર્ધા ખર્ચમાં આપણે બચાવસામગ્રી ચોગણી કરી શકીએ.

ઉપલી દલીલમાં આટલી નોંધ કરવી જોઈએ કે, તે તો

ફક્ત લશ્કરની સંખ્યા કમી કરવાને જ લાગુ પડે છે. જો સાથે સાથે લશ્કરમાં આજે અપાતા પગારના દર કમી થાય—અને તે થવા જ જોઈએ, કારણ કે આજના પગારના દર પ્રજાની શક્તિના પ્રમાણમાં અસહ્ય છે, અને બીજી તમામ પ્રજામાં અપાતા પગારને મુકાબલે પણ વધારે છે—તો તો ખર્ચમાં તેથી પણ વધારે ઘટાડો સહજ થાય. હિંદી સરકાર પાસેથી આજે પણ બ્રિટિશ લડાઈખાતું જે રકમ દરવર્ષે વસૂલ કરે છે, તેની સામે ખુદ હિંદી સરકારે પોતે જ અનેકવાર વાંધો ઉઠાવેલ છે. હિંદમાં મોકલાતા બ્રિટિશ સિપાઈઓની કેળવણી ખાતે, તેમના આવવાજવાના ખર્ચ બહાને, તેમના ભથ્થા ઇત્યાદિ નામે, બ્રિટિશ લડાઈખાતું આપણા પર બ્રિટિશ સિપાઈનો માથા દીઠ મોટો બોજો નાંખે છે, અને માણસ દીઠ ૨૫ પાઉંડ જેટલો ખર્ચ લડાઈ બાદ મુકરર કર્યો છે. આપણે આ બોજો શામાટે ઉઠાવીએ? આજસુધી હિંદી સરકારે તે સામે ફરિયાદ કરી પણ તેને દાદ ન મળી, કારણ તેની ફરિયાદને પ્રજાનો ટેકો અપાયો નહોતો. પણ હવે તો હિંદી પ્રજા ગાંધીજીદ્વારા પોતે જ આ ફરિયાદ કરે છે, અને તેથી સરકારે ગાંધીજીની આ માગણી તો એકદમ વધાવી લેવી જોઈએ. બ્રિટિશ લડાઈખાતાને તેમણે પોતે જ આવી અન્યાયી ખંડણી આપવાની સાફ ના પાડવી જોઈએ, અને એટલો ખર્ચ કર્યા વિના જો આપણને ગોરા સિપાઈઓ ના મળે અને તેના ખર્ચાળ અમલદારો પણ ના સાંપડે, તો આપણે તે બંને વિના ચલાવી લેવું જોઈએ.

( ૩ ) આ ત્રીજી દલીલ સંબંધી કેટલુંક વિવેચન આગળ આ લેખમાં થઈ ગયું છે. લશ્કરી ખર્ચ ખાતે અંદાજપત્રમાં જે

આંકડો સરકાર બતાવે છે, તે સદંતર ભૂલથાપ આપનાર છે. એમાં જો લડાઈના કરજનું વ્યાજ ઉમેરો અને સરહદની ખોટમાં ઉતારતી રેલવે ગણો, તો આજનો આંકડો સહજ દોઢો થઈ જાય. વળી હૂંડિયામણનો સવાલ પણ આમાં સંડોવાયેલો છે. અને પૂરેપૂરી વાસ્તવિક ગણતરી કરવી હોય તો તેનો પણ તેમાં ઉમેરો થવો જોઈએ. પણ સૌથી મોટી વાત તો એ કે હિંદ અને ઇંગ્લંડના વર્તમાન સંબંધને લીધે હિંદુસ્તાનને, બ્રિટિશ સામ્રાજ્યની લડાઈઓમાં નછૂટકે જોડાવું પડયું છે. અને તે દ્વારા આપણને બીજી પ્રજા તરફથી વેરનો વારસો મળ્યો છે, એટલું જ નહિ પણ વાર્ષિક ખર્ચમાં પણ ચાલુ વધારો થતો આવ્યો છે. હિંદી રાજબંધારણમાં એવી એક કલમ છે કે હિંદી લશ્કરી સાધન—હિંદને ખર્ચે નભતી ફોજનો કોઈ પણ ભાગ—બ્રિટિશ પાર્લમેન્ટની સંમતિ વિના હિંદની સરહદની બહાર વાપરવામાં નહિ આવે. પરંતુ પોણોસો વર્ષના ઇતિહાસમાં આપણે ઘણીયે વાર સામ્રાજ્યની લડાઈ લડયા છતાં, બ્રિટિશ પાર્લમેન્ટે કોઈ પણ વાર એ સંમતિ આપવાની ના પાડી નથી! આટલો ફેર સ્વરાજમાં, અને પરદેશી પ્રજા આપણા પર રાજ્ય કરે તેમાં!

(૪) આ દલીલનો પણ આગળ ઉપર ઉલ્લેખ થઈ ગયો છે. આજે ઠેરઠેર સુલેહની સંધિઓ થાય છે. આજે જગોજગ લશ્કરી સરંજામની બંધીઓ મુકાય છે. આજે આંતરરાષ્ટ્રીય સર્વોપરી સત્તા ઉત્પન્ન થઈ છે. ખુદ હિંદને પણ આજે સૌ પડોશી રાજ્ય સાથે ભાઈચારો છે. તેની સરહદ પરની પ્રજા હવે સમાજવ્યવસ્થા અને રાજકર્તવ્યના નવા ઉદ્દેશો સમજતી થઈ છે; એટલે ક્યાંય

પણ બચાવ કરવા માટે—સુલેહ જાળવવા માટે—આટલી ગંજાવર સામગ્રી રાખવાની અગત્ય નથી. સુલેહનો ખરેખર ભંગ કરવો હોય તે જ રાજ્ય આવા સંજોગોમાં પણ આટલો જાપ્તો અને બંદોબસ્ત રાખે. માટે આવા રાજકીય કારણને અંગે પણ આટલો ખર્ચ રાખવાની બિલકુલ જરૂર નથી.

આથી સ્પષ્ટ થાય છે કે હિન્દ પરથી લશ્કરી બોજો ઉઠાવી લેવાના બે માર્ગ છે, અને તે બંને એવા છે કે તે આદરતાં આજે આપણે જે રક્ષણસામગ્રી ભોગવીએ છીએ તે અણુભાર પણ કમતી થાય નહિ. લશ્કરની સંખ્યા કમી કરો, સામગ્રી ઓછી કરો, અને સાથે સાથે પગારના દર પર કાપ મૂકો, પેન્શનવિધિ ફેરવો; એટલે મહાત્માજીએ કહેલી કરકસર એક જ સપાટે સહેલથી થઈ જાય. એટલો કાપકૂપ કરવા માટે આપણને 'કેલ્લૉગ પૅક્ટ' કે આંતરરાષ્ટ્રીય સંઘના બળનો આશ્રય લેવાની પણ જરૂર નથી. પણ સરકાર જો આટલું પણ કરે—કે સંખ્યા ઘટાડે અને કે પગાર કાપે—તો તેની હૃદયશુદ્ધિની પ્રજાને ખાતરી થાય. તેઓ કેવળ હિંદી પ્રજાનો જ લાભ ચાહે છે એમ, કહી તો હજારવાર ચૂક્યા છે, પણ એની ખરી સાબિતીની આજે મોટી જરૂર છે. આ એક માર્ગ છે કે જેમાં હિંદી પ્રજાને આ પુરાવો આપી શકાય, અને તોપણ તેમની–સરકારની—સલામતીમાં રતિભાર પણ ફેર પડે નહિ. સરકાર આવો સંગીન પુરાવો આપશે કે?

## ૬

# સામાન્ય વહીવટમાં પગારના દર

મહાત્માજીએ ના. લૉર્ડ ઇર્વીનને લખેલા છેલ્લા પત્રમાં આજના સામાન્ય રાજવહીવટમાં પગારના દર અને ભથ્થા વગેરેને બહાને થતા લખલૂટ ખર્ચ માટે અતિ જ અસરકારક અંગત અરજ કરી છે. વધારે આકર્ષક અને વધારે સ્પષ્ટ શબ્દોમાં, આધુનિક સરકારે પ્રજાસેવકોને આપેલા પગાર ઇત્યાદિથી થતો અનર્થ આલેખવો અશક્ય છે. અમલદારવર્ગ પ્રજાનો સેવકગણ છે, નહિ કે આપખુદ સત્તાધીશ એ તત્ત્વ મહાત્માજીએ જાણી જોઈને લૉર્ડ ઇર્વીન સમક્ષ વધુ ભાર દઈ પ્રકાશ્યું નથી. પરંતુ જે લોકોએ હિંદી નોકરશાહીના નબીરા પાસેથી અપમાન, અસહિષ્ણુતા અને આપખુદીના નમૂના મેળવ્યા હશે, તેમને તો જરૂર લાગતું હશે કે હિંદી નોકરશાહીના હાકેમો સમક્ષ આ મુદ્દો પણ સચોટપણે જાહેર કરવો જોઈએ, કે નોકરવર્ગે પોતાને નોકરી આપનાર પ્રજા પ્રતિ કંઈક માનની લાગણી બતાવવી જોઈએ. હિંદી પ્રજાને તો આ ખાસ જરૂરનું લાગે છે, કારણ તે જાલિયાંવાળા બાગ જેવા બનાવો વીસરતી નથી; અને આજે પણ સત્યાગ્રહી સૈનિકો સામેની સરકારી અન્યાયી વર્તણૂક અને અત્યાચારોને

લીધે તે પુનઃ સતેજ થાય છે. એટલે સેવકગણની સેવ્ય જન પ્રતિ વર્તણુકને માટે લક્ષ ખેંચવું અયોગ્ય કે અસ્થાને નથી.

પણ આ કદાચ નોકરશાહીને લગતો રાષ્ટ્રીય-રાજકીય-મુદ્દો ગણાય તો તેને કોરાણે મૂકીએ, અને તેને બદલે જાહેર સેવકોને લગતો આર્થિક મુદ્દો જ માત્ર ચર્ચીએ. તોપણ તેમાં પ્રજા જે ભાવે તેને જોઈતી રાજવહીવટને લગતી સેવા ખરીદે છે, તેના ભાવ કે દર તો જરૂર અનેક દૃષ્ટિબિંદુએ અનહદ અને અસહ્ય કહેવા પડે છે. એવા પગાર આપવાની હિંદી પ્રજાની શક્તિનો આપણે વિચાર કરીએ, અથવા તો આજના અમલદારવર્ગની સેવાઓનો વાસ્તવિક ખ્યાલ રાખીએ, તો તે બંને દૃષ્ટિબિંદુથી આટલા મોટા દર અને તેના અસહ્ય બોજાને વાજબી કહી શકાતા નથી.

આ બોજા કેટલા અયોગ્ય છે અને તેથી કેટલું નુકસાન થાય છે એ બરાબર સારી રીતે સમજવા માટે આપણી નોકરશાહીના ઇતિહાસ પર દૃષ્ટિપાત કરવો અસ્થાને નહિ લાગે. જ્યારથી ઇસ્ટ ઇંડિયા કંપની વેપારી સંસ્થા મટી રાજકીય સત્તા બનવા પામી, ત્યારથી તેનો સેવકવર્ગ સર્વથા અનીતિમાન, રુશવતખોર બની ગયો હતો. કારણ, પ્રામાણિકપણે કંપની સરકાર તરફથી જે દરમાયો મળતો તેથી પેટ ભરવું પણ અશક્ય હતું; જ્યારે આમ અનીતિમાર્ગે મળેલ દ્રવ્યથી શ્રીમાન થવામાં વિલંબ જરા પણ ન લાગતો. લૉર્ડ ક્લાઇવે ખુદ બ્રિટિશ આમની સભામાં જાહેરપણે જણાવ્યું હતું કે જ્યારે મુર્શિદાબાદના નવાબની તમામ તિજોરી તેની સમક્ષ

ખુલ્લી પડી હતી, ત્યારે તેમાંથી પોતાને માટે તેણે ફક્ત ૧૬ લાખ રૂપિયા જ લીધા, તો તેની નીતિનજર અને મર્યાદાબુદ્ધિની કેટલી પ્રશંસા કરવી ? લોર્ડ કલાઇવ સાહેબને આ દલીલ તેમની વિવેકબુદ્ધિની પ્રશંસાર્થે વાપરવી હતી ! આપણે તે પરથી જોઈ શકીએ કે તે વખતના અંગ્રેજ અમલદારોની નૈતિક બુદ્ધિ કેવી બહેર મારી ગઈ હશે ! !

આવાં કારણસર, જ્યારે કલાઇવ સાહેબ અથવા તેના પછી આવનાર હાકેમોએ નોકરશાહી સુધારવા પ્રયત્નો કરવા માંડયા, ત્યારે તેઓએ પ્રથમ વિચાર એ કર્યો કે આ નીચ વૃત્તિના અધમ અમલદારોનો ઉદ્ધાર કેમ કરવો અને તેમને એકદમ શ્રીમાન થઈ જવાના લોભથી કેમ બચાવવા ? આના ઉત્તરમાં તેમણે આવા ફોકટના, નામના મહાપુરુષોને એવા મોટા પગારના દર આપવા નિશ્ચય કર્યો, અને તેમની પાયરી દરપાયરી નિશ્ચિતપણે (કામની કિમ્મતનો કે શક્તિનો વિચાર કર્યા વિના) ચાલુ ચડતી કરાવી દેવાની એવી પદ્ધતિ નિર્માણ કરી કે તેમને જાહેરની નજરે ચડે અને અળખામણી થાય તેવી લાંચ રુશવત કે અનીતિઅન્યાય ન કરવા પડે. કંપનીના હાકેમોએ આ પદ્ધતિ અખત્યાર કરી ત્યારે તેમણે હિંદી પ્રજાના લાભનો કે આવો બોજો ઉઠાવવાની શક્તિનો જરા પણ વિચાર કર્યો નહોતો. તેમને તો માત્ર એક જ વિચાર હતો: કે આવી તેમના નોકરોની અનીતિથી કંપની સરકારની આમદાનીને જ ધક્કો લાગતો હતો તે ગમે તે ભોગે અટકાવવો. અને એટલે જ જ્યારે ૧૭૦૩ માં લૉર્ડ કૉર્નવાલિસે કંપનીના સરમુખત્યાર તરીકે 'કૉવેનેન્ટેડ સર્વિસ'

સ્થાપી,—કે જેને આજે ઇંડિયન સિવિલ સર્વિસ કહેવાય છે, અને જેઓ પોતાને પ્રજામાં દેવાવતાર, 'સબ જાનનેવાલા' કહી માન મરતબો તેમજ દબદબો મેળવી રહ્યા છે—ત્યારે તેમના પગાર અને પાયરી દરપાયરી ચડામણીની વિધિ, ઉપર કહેલા ન્યાયે જ, મુકરર કરી હતી. હિંદી પ્રજાને આથી અમલદારોની અનીતિ અને જુલમથી જે નુકસાન થતું હતું તે કદાચ કેટલેક અંશે ઓછું થવા પામ્યું હશે. પરંતુ પ્રજાની ખરી સેવા કરી, તેનાં સુખસાધનોમાં વધારો કરી, તેનું ખવાતું અને ખાધેલું લૂણ હક્ક કરાવવાનો તો ખ્યાલ સરખો પણ આ દિવ્ય નોકરશાહીને તેની સ્થાપના થઈ ત્યારથી આજ દિન સુધીમાં આવ્યો જ નથી, અને આવી રાજપદ્ધતિ ચાલુ રહે તો આવવાનો પણ નહિ. એકહથ્થુ સત્તા અને મુખત્યારી તેમને છે, અને આજ લગી તેઓ જ જે હિંદને માટે કહે તે સત્ય, અનુભવશીલ ગણાતું. તેથી તેઓ તેમની બુદ્ધિને રોમના ગુરુ-શિરોમણિ પોપની દૃષ્ટિ જેમ અમોઘ અને અચૂક છે તેમ મનાવે છે. તેઓ પોતાને હવે એટલાં મોટાં નીતિનાં પૂતળાં સમજે છે કે જેની સામે બૌદ્ધ માર્ગના દાલાઈ લામાની કંઈ વિસાત નહિ ! હિંદી પ્રજાની નજરે, અનુભવે, તેઓ ઘણીવાર ભૂલપાત્ર એટલું જ નહિ, પણ ભૂલના ઇજારદાર ઠોઠ નિશાળિયા જેવા લાગે છે. તેમના કરતાં તો આપણા ગામડાના કુંભારનો ગધેડો બિચારો વધારે સમજુ અને શાણો તેમ જ ભૂલ તરત જ સુધારી શકનાર લાગે !

આથી, આવા મોટા પગારની ઉત્પત્તિ પુરાતન અનીતિમાંથી જ દેખાય છે. આજે તેનો ગમે તે દેખાવ કરવામાં

આવે; ગમે તેમ બચાવ થાય. આજે બનતાં મિ. ચર્ચનાં કે દેશી રાજ્યોના બ્રિટિશ અધિકારીઓનાં અનેક દૃષ્ટાંતોને ગમે તે રીતે અષ્ટંપષ્ટં સમજાવી આંખ આડા કાન કરવામાં આવે; પણ મૂળ તો આ મોટા પગાર, અનીતિ અને જુલમ અટકાવવા માટે સરકારે નોકરશાહીને આપેલી લાંચરૂપ છે. જ્યારથી ઉપર્યુક્ત હિંદી સનદી નોકરી જન્મ પામી ત્યારથી તેની અનેક બહેનો બીજાં અનેક ખાતાંમાં જન્મી છે. અને તે સર્વને માટે જે અનેકવિધ ઊંચા પગાર અને ભથ્થાં અપાય છે તેનો ગોળગોળ બચાવ જાદુગરની ચાલાકી માફક કરી બતાવવામાં આવે છે, અને જ્યારે અવારનવાર આ મૂળથી ઊંચા દરને ફરી વધારવા હોય ત્યારે એવાં જ કોઈ બહાનાં બતાવવાની હિકમત કરાય છે. પણ તેથી ઉપર જણાવી તે ઐતિહાસિક વસ્તુ વિસરાવી ન જોઈએ.

આપણને એમ કહેવામાં આવે છે કે જો આ દેશની જાહેર સેવા માટે આપણને આવી ઊંચ શક્તિવાળાં, કર્તવ્યસાધક સાધનો જોઈતાં હોય તો આપણે, આ દેશમાં તેમની સેવા દરમ્યાન પોતાને દેશથી તેમજ તેમનાં સગાંસંબંધીથી દૂર રહેવાના દુ:ખ માટે, કંઈ બદલો આપવો જોઈએ. પણ આપણે કંઈ એમને ખાસ આમંત્રણ કરતા નથી. અને હવે તો પત્રવ્યવહાર તેમજ આવવાજવાનાં સાધનો એવાં વધી ગયાં છે કે આ જાતનું દેશનિકાલપણું તેમ જ સ્નેહી જનથી વિયોગનાં દુ:ખ તો માત્ર કહેવાનાં ! એ દુ:ખ માટે દામ માગે એ પણ અંગ્રેજ લોકની અવનવી ખૂબી છે ! વળી આપણી રાષ્ટ્રીય નોકરીના કાનૂનોમાં રજાની એટલી બધી ઉદાર ગોઠવણ

છે કે આ બહાનું કાઢવું તે લૂંટને હકનું નામ આપવા બરાબર સમજવું. આવાં બહાનાંથી પગારનો કેટલો ભાગ લેવાય છે તે કહી શકવું મુશ્કેલ છે. સરકારી નોકરીમાં પરદેશી વર્ગને "પરદેશનું ભથ્થું" ( overseas allowance ) મળે છે એ તો સૌ કોઈ જાણે છે. પણ તે ઉપરાંત પગારનો કેટલોક ભાગ આ કારણે અપાય છે એમ અનેક જાહેર સમિતિઓના લખાણ પરથી વિદિત થાય છે. પણ એવાં બહાનાં નોકરશાહીના નબીરા અને હિમાયતીઓએ જાતે જ આપેલાં હોવાથી આપણને કહેવાનો હક મળે છે કે ૨૦ થી ૨૫ ટકા જેટલો આજના પગારનો ભાગ આવાં કારણને લીધે છે. અને એ કારણ તદ્દન ખ્યાલી હોવાથી, આટલો ભાગ કાપી નાંખવામાં જરા પણ અન્યાય નથી.

એક બીજી દલીલ અમલદારવર્ગના મોટા પગારના પક્ષકારો એમ કરે છે કે આ પરદેશી લોક આપણે ત્યાં તદ્દન નિઃસ્વાર્થી (?) અને તટસ્થ રહી શકે. એટલે કે આપણા કોમ કોમના પરસ્પર વિગ્રહવિરોધ વચ્ચે આવી નિષ્પક્ષ સત્તાની આવશ્યકતા છે! અને આ તટસ્થતા માટે આપણે કંઈક બદલો આપવો જોઈએ! અંગ્રેજ સરકારની રાજનીતિમાં વિયોગ માટે પણ દામથી બદલો વાળી શકાય! અને રાજપુરુષોની તટસ્થતા તેમજ નિષ્પક્ષપાતપણું પણ ખરીદી શકાય એવી વસ્તુ થઈ પડી છે! નીતિનાં તત્ત્વો એમણે કેવાં વિકરાવી દીધાં છે, કે જેથી અમૂલ્ય વસ્તુનાં પણ દામ આપી ખરીદી શકવાનો સરકાર દાવો કરી શકે અને તે બહાને પ્રજાને પટાવી શકે! પણ જેમ આગલી દલીલ તપાસી તેમ આ દલીલ પણ જરા

ઊંડા ભીતરી નિરીક્ષણની જરૂર છે. તટસ્થતા જો ખરેખર ખરીદી શકાતી હોય, અને તે કેવળ પરાયા પરદેશીમાં જ હોય, (જે દેશની સંસ્કૃતિથી બિલકુલ બિનવાકેફ હોય, રીતરિવાજ જાણતા ન હોય, સમાજરચના સમજતા ન હોય, આદર્શ-ઉદ્દેશ પ્રતિ સહાનુભૂત ન હોય )તો ખુદ અંગ્રેજ લોકો પોતાના જ દેશમાં પરાયા લોકને અમલદાર કાં નથી બનાવતા ? એમને ત્યાં પણ પ્રોટેસ્ટંટ અને કૅથલિક લોક વચ્ચે ધર્મભેદ છે ! એમને ત્યાં પણ ધનિક અને કામદાર વચ્ચે મતભેદ છે. તો પછી એમણે પણ અમલદારવર્ગ કે ઉપરીસત્તાધીશો તરીકે સૌ પરદેશી લોક જ આણવા જોઇએ. અમેરિકન, જર્મન કે રશિયનને જ મંત્રી કે ન્યાયાધીશ કે વહીવટદાર બનાવવા જોઈએ. પણ તે તો તેઓ કરતા નથી અને ઊલટું ઇંગ્લંડમાં સ્કૉટલંડના સાહસિક લોકો જાતમહેનતથી, કુદરતી કૌશલ્યથી ઊંચી પદવીએ પહોંચે તો અંગ્રેજ લેખકો તેમની મશ્કરી કરે, અંગ્રેજ પ્રજાજનો તેમના અદેખાઈ તેમ જ ખુશામત કરે; અને અંગ્રેજ રાજકર્તા વર્ગ તેને અન્યાય સમજે ! અંગ્રેજ અને સ્કૉચ પ્રજા તો આજ સદીઓથી એક જ પ્રજા થઇ રહી છે. તો પછી આવો વિરોધ સ્કૉચ પ્રતિ અંગ્રેજો શા માટે રાખતા હશે ? અને જો તેઓ પોતાના જ દેશમાં આવી તટસ્થતા પરદેશી સેવકો લઈ મેળવતા નથી, તો પછી આપણે શા માટે એવે બહાને લૂંટ થવા દેવી ? આ કારણે—આ બહાને–આપણે કેટલી લૂંટ ખમવી પડે છે, પગારના દરનો કેટલો ભાગ આપવો પડે છે, તેનો આપણાથી અડસટ્ટો કરાતો નથી. પરંતુ એ પણ બહાનું ગંભીરપણે એ લોકોના જ હિમાયતીઓએ આપેલ

હોવાથી, આપણે એ કારણે પણ ૨૦ ટકા જેટલો પગાર પર કાપ મૂકીએ તો અન્યાય ન કહેવાય.

મોટા પગાર માટે આ બે દલીલો બિનપાયાદાર અથવા અયોગ્ય હોવાથી તેમજ મૂળ કારણ—લાંચ રુશવત સામે વીમો—પણ અનીતિમાન હોવાથી, પગારનો દર વ્યાજબી, ન્યાયી, વાસ્તવિક, પ્રમાણસર બનાવવો હોય, તો આજની નોકરશાહીના ભારે પગારો પર ૫૦ ટકાનો કાપ ગાંધીજી કહે છે તેમ મૂકવાથી કશો પણ અન્યાય કે અનર્થ થવો સંભવતો નથી. ગાંધીજીની માગણી સિદ્ધ કરવાના અનેક ઉપાયો છે. પણ સરકાર જો ખરેખર હૃદયપલટો કરી તે સિદ્ધ કરવા માગતી હોય તો ને! નોકરોની સંખ્યા એને એ જ રાખો; અને ઉપર જણાવેલા સબબસર પગારના દર કમતી કરો તો આ ઉદ્દેશ સિદ્ધ થાય. અને તે ન કરવું હોય તો નોકરવર્ગની સંખ્યા કમી કરો. આપણે ત્યાં જાહેર પ્રજાનો નોકર પગારના પ્રમાણમાં જે કામ આપે છે તે બિલકુલ વિસાતવિનાનું છે. સરકારે નીમેલી ઈંચકેપ સમિતિએ ૧૯૨૨–૨૩માં નિરીક્ષા કરી, મુકાબલા કરી એવા અનેક દાખલા આપ્યા છે કે જેથી સ્પષ્ટ માલૂમ પડે કે પગારના પ્રમાણમાં જ નહિ, પણ સાધારણપણે પણ અહીંનો સેવકવર્ગ કામ કેમ ઓછું કરવું અને રજા કેમ વધારે ભોગવવી એ વિષયમાં જ કેવળ પારંગત લાગે છે! ગાંધીજીને આવી માહિતી હોવી જ જોઈએ; પણ એ માહિતી હોય કે નહિ, સરકાર આજે જાહેર નોકરશાહીની સગવડ ખાતર—તેમને રજા ઇત્યાદિ મુકરર કરેલા પ્રમાણમાં મળે માટે—૪૦ ટકા જેટલું રિઝર્વ રાખે છે, એટલે કે જ્યાં ૫ માણસોની ખરેખર

જરૂર હોય ત્યાં સિદ્ધાંતપૂર્વક, પદ્ધતિસર, સાત તો ક્રમમાં ક્રમ રાખે છે. આ પ્રમાણ ઘણું જ મોટું અને અન્યાયી છે. અને તેમાં પણ મોટો કાપ મૂકવાની આવશ્યકતા છે. કદાચ ૨૦ ટકા જેટલો બચાવ તો જરા પણ જોખમ વેઠ્યા વિના માત્ર આ માર્ગે જ કરી શકાય, અને તેથી નોકરવર્ગની સંખ્યામાં ઘટાડો કરવાની ફરજ પડે નહિ. સુધરેલા, પ્રગતિમાન સમાજને યોગ્ય રાજવહીવટમાં આપણે ત્યાં હજુ ઘણી જ મોટી ખામી છે. એટલે આપણાથી નોકર વર્ગની કુલ સંખ્યામાં ઘટાડો કરાય કે નહિ તે સંદિગ્ધભૂત વિષય છે. પણ ઉપલી દલીલ તો અમોઘ છે. એનો નથી રદિયો કે નથી પ્રતિકાર. માટે એ મંજૂર રાખ્યે જ છૂટકો.

આ વિષયમાં હિંદી રાજપુરુષોની પદ્ધતિ મૂળથી એક જ માર્ગે પ્રયાણ કરી રહી છે. તેમની દૃષ્ટિએ આ દેશનો નોકરવર્ગ તે મહાન અન્યાયની નિશાની સમાન છે. પરંતુ જમાના પૂર્વે આ વિષયમાં હિંદી રાજપુરુષો જે માગણી કરતા હતા અને આજે તેઓ જે માગણી કરે છે તેમાં એક જાણવાજોગ ફેર પડયો છે. દત્ત, દાદાભાઈ, ગોખલેના જમાનામાં હિંદી રાજપુરુષો ફક્ત એટલું જ માગતા હતા કે હિંદીઓને જાહેર સેવામાં સરખો હિસ્સો મળવો જોઈએ. આને બદલે આજનો રાષ્ટ્રવાદી હિંદી રાજપુરુષ સર્વત્ર હિંદીમય નોકરીનું તત્ત્વ પાથરવા માગે છે. કોઈ એમ કહી શકે કે આ તફાવત માત્ર ઉપલકિયો છે, ઓછાવત્તા પ્રમાણનો છે, મૌલિક નથી. પરંતુ ઉપર જે દલીલો દાખવી છે તેથી હું માનું છું કે એટલું અવશ્ય સિદ્ધ થશે કે આ તફાવત ઉપરથી દેખાય છે તેના કરતાં ઘણો જ વધારે ઊંડો છે,

સંગીન છે, મૌલિક છે. મહાત્માજીએ સ્વ. ગોખલેને પોતાના રાજકીય વિષયમાં ગુરુ ગણ્યા છે; તે આ વિષયને પણ લાગુ પડતું હોવાથી, કહેવામાં વાંધો નથી કે ગોખલે આ દલીલ સારી પેઠે સમજતા અને કબૂલ કરતા. તેમને બેશક માલૂમ હતું કે આ દેશના રાજવહીવટમાં જે એક પણ જગ્યા હિંદીને બદલે અંગ્રેજ લે, તેથી એક હિંદીને સારી માનનીય કામગીરી મળતી અટકી, એટલું જ નહિ, પણ આ દેશની જાહેર સેવામાંથી જે વ્યક્તિ કુદરતીપણે વધારે લાયક, બાહોશ અને કર્તવ્યપરાયણ હતી તેનો એક પરદેશી, બિનઅનુભવી અજ્ઞાન વ્યક્તિ મારફત બહિષ્કાર થઈ, દેશની સેવાને જોખમ પહોંચ્યું. એ માર્ગે દેશનું કેટલું નુકસાન થાય છે, પ્રજાનું કેટલું અહિત થાય છે તે કોણ કહી શકે? પણ આટલું તો સામાન્ય બુદ્ધિથી પણ સમજાય. (અને સ્વ. ગોખલેએ એ અનેકવાર સમજાવવા પ્રયત્ન કર્યો હતો) કે તેના પગાર ઇત્યાદિનો જેટલો ભાગ અંગ્રેજ અમલદારવર્ગ આ દેશમાંથી લઈ પોતાને મુલક મોકલાવે, તેટલા પ્રમાણમાં આ દેશની મૂડી કમી થાય. તેથી તેના ઉદ્યોગની અધોગતિ થાય; અને ઉદ્યોગની અછત અથવા મંદીને લીધે પ્રજાની દરિદ્રતામાં વધારો થાય. એટલે વ્યક્તિગત વિચારે કદાચ બ્રિટિશ અમલદાર તેના હિંદી હરીફથી વધારે કાબેલ અને કામગરો હોય એમ સાબિત થાય,—મને તો એ વાત જ બહુ બેહૂદી અને આજની નોકરશાહીની સ્વાર્થવૃત્તિનું પરિણામ લાગે છે,—તોપણ આ દિશાની જાહેર નોકરીમાં પરદેશીઓને મોટા પગારે રાખવાથી, દેશના આર્થિક હિતને મોટો ધોકો લાગે છે એમ કહેવામાં જરા પણ વાંધો નથી.

આથી સર્વત્ર–તમામ ખાતાંઓમાં–હિંદી તત્ત્વ ફેલાવવાની આધુનિક માગણીની સામે કશી દલીલ ટકી શકે તેમ નથી. લૉર્ડ ઇસ્લિંગટનના પ્રમુખપણા નીચે નિમાયેલ પબ્લિક સર્વિસ કમિશનના અહેવાલ સામે વિરોધદર્શક નોંધમાં સર અબ્દુલ રહીમ લખે છે કેઃ–

"જે દૃષ્ટિબિંદુથી આ પ્રશ્ન આ સમિતિની બહુમતિવાળા સભ્યોએ વિચાર્યો છે અને જે દૃષ્ટિબિંદુથી હું તે જોઉં છું તેમાં બહુજ મોટો તફાવત છે. જે પ્રશ્ન એમણે વિચાર્યો છે તે એ કેઃ "હિંદીઓને વધારે જગ્યા–નોકરી અપાવવાના માર્ગ કયા?" પરંતુ મારી નજરે જે માત્ર એક જ દૃષ્ટિબિંદુથી આ વિષય સંતોષકારક રીતે શોધી શકાય તે એ કે પરદેશથી આણવામાં આવતા અમલદારો ફક્ત જ્યાં અનિવાર્ય જરૂર લાગે તેવે ઠેકાણે જ રાખવા. અને તેથી સવાલ પૂછવાનો એ છે કે, કયાં ખાતાંમાં અને કેવા હોદ્દાઓ માટે નિમણૂક વિલાયતમાં કરવી."

આ શાહી સમિતિના સ્વ. ગોખલે સભ્ય હતા. આજે એ કહેવું અશક્ય છે કે એ માન્યવર ઉપર જણાવેલા દૃષ્ટિબિન્દુનો કેવો અને કેટલો સત્કાર કરત. પરંતુ ૧૯૧૪ માં પણ એક હિંદી ગૃહસ્થ આવો પ્રશ્ન પૂછી શકયા તેટલા માત્રથી જ સાબિત થાય છે કે દેશની જાહેર નોકરીમાં સર્વત્ર હિંદી તત્ત્વ ફેલાવવાની અગત્ય તેમજ લાભ માત્ર આજના જમાનામાં જ દૃશ્યમાન થયાં છે એમ માનવું નહિ.

પરંતુ આ જમાનાની આ વિષયમાં એટલી સરસાઈ

ખરી કે આજે આપણે પરદેશી અમલદારીથી આ દેશને થતી એવડી હાનિ સમજી શક્યા છીએ. પરદેશી નોકરિયાતથી આ દેશમાં ચાવીરૂપ મથકે પરદેશી અને વિરોધી તત્ત્વો ઘર ઘાલી બેસે છે; એટલું જ નહિ, પણ એમના દાખલાથી દેખાદેખીને લીધે જે જે હિંદીઓ પણ આવી જાહેર નોકરીમાં દાખલ થવા પામે છે તેમને ખોટો ચેપ લાગે છે, ખોટું દૃષ્ટિબિન્દુ થઈ જાય છે. અંગ્રેજ અમલદારને સ્વાર્થે જ કાબેલ અને દૂરઅંદેશ બનાવ્યો છે. એ હવે જુએ છે કે હિંદી લાડવો એકલે પેટે એનાથી ખવાશે નહિ. એટલે હવે એ ઇચ્છે છે અથવા એટલું જોવા તૈયાર છે કે જે જે હિંદીઓ તેનાં રૂઢિ રિવાજો—આશય ઉમેદથી—તરબોળ થઈ ગયા હોય, અને તેથી તેના તાબેદાર થવા અથવા પ્રતિબિંબ બનવા આતુર હોય, તેમને રોટલાનો કકડો નાંખી સંતોષવા અને માલ બધો પોતાના જ હાથમાં રાખવો. પરિણામ એ આવ્યું છે કે આવી રીતે જાહેર નોકરીમાં દાખલ થવા પામેલા હિંદીઓ પણ, જે પગારના દર મૂળ પરદેશી અમલદાર અન્યાયી માર્ગે લૂંટ ન કરે અને ન્યાયસર વર્તે તે ખાતર તેને એક જાતની લાંચરૂપ આપવામાં આવ્યા હતા, તેને આજ રીતસરના વ્યાજબી ગણી તે નિભાવવામાં મશગૂલ બને છે. મોટા પગાર આપી આ દેશ જો સારી કામગીરી માગતો હોય તો તો મોટી નિરાશા જ થવાની. કારણ જાહેર નોકરીમાં જે પ્રણાલિકા પ્રવર્તી રહી છે તેમાં કામગીરીને તો નામનું જ સ્થાન છે. કામ કેમ ન કરવું અથવા તે કરવું કેટલું મુશ્કેલ છે એમ બતાવવું અથવા થોડું કરી ઘણું કહેવું, અને સર્વદા, સર્વથા પોતે પરમાર્થી ફિરસ્તા છે એમ કહેવડાવવું, એ

અંગ્રેજ સરકારના હિંદમાંના નોકરવર્ગ—અમલદારવર્ગના જીવનસિદ્ધાંતો થઈ પડયા છે. અને તેથી નોકરશાહી તો પરદેશી તત્ત્વોના કોટરૂપ બની પડી છે. એટલે હવે અંગ્રેજ કે હિંદી, ઉભય, સરખે હિસ્સે પગાર કમી કરી કામ કરે તેના પ્રમાણમાં મહેનતાણું આપવું, એવો સિદ્ધાંત હસી કાઢવાના હિમાયતી બની રહ્યા છે.

જો કામના પ્રમાણમાં મહેનતાણું આપવું એ સિદ્ધાંત પણ આવા મિશ્રિત અમલદારોને માફક ન આવે, તો પછી પગારના દર પ્રજાની શક્તિના પ્રમાણમાં જ નિર્માણ કરવા એ સિદ્ધાંત તો આવા લોક કેમ જ માન્ય કરે? એ વર્ગ તો જરૂર જાણે છે, એમને અનુભવસિદ્ધ વાત છે, કે આ દેશની સામાન્ય પ્રજા કેટલી દરિદ્ર છે. પણ તેથી તેના પર નાંખવામાં આવેલા અસહ્ય બોજા કમી કરાવવામાં એ લોકોને લાભ કેમ દેખાય? એ ખરેખર પ્રજાના સાચા દિલના સેવકો નથી, પણ પરદેશી હકૂમતના અમલદારો છે. એટલે ભારે પગારના ઉપરી અમલદારોથી થતું નુકસાન એ કેમ જોઈ શકે? અથવા જુએ તો કેમ જણાવી શકે? સાત વર્ષ પર સરકારે તેમના સમગ્ર ખર્ચમાં કરકસર કે કાપકૂપ સૂચવવા માટે લૉર્ડ ઈંચકેપના પ્રમુખપણા તળે સમિતિ નીમી હતી. તેણે તપાસ કરી જાહેર કર્યું છે કે ૧૦ વર્ષની અંદર ૯ ટકા જેટલી જાહેર નોકરવર્ગની સંખ્યા વધી તેની સામે ૧૦૦ ટકા જેટલો પગાર ઇત્યાદિના દરમાં વધારો થવા પામ્યો છે. ઉપરાંત, એ જ સમિતિએ અનેક મુકાબલા કરી એવી ઘણીયે શોધની નોંધ લીધી હતી કે જે

દ્વારા એમને કબૂલ કરવું પડયું કે હિંદમાં ખર્ચના પ્રમાણમાં જે કામ મળે છે તે બિલકુલ કમતી છે. જ્યારે સામાન્યતઃ એક લૉરી એક ગૅલન પેટ્રોલથી ૧૦ માઈલ ચાલે ત્યારે સરકારી લશ્કરી ખાતાની તેવી જ લૉરી તેટલા જ તેલથી ત્રણ માઈલ જાય! જ્યારે સામાન્યતઃ આજની સામગ્રીથી, બીજા દેશનો તારખાતાનો કામદાર એક કલાકના, દાખલા તરીકે ૧૦૦૦ સંદેશા મોકલાવે, ત્યારે અહીંનો તેવો જ કામદાર તેવી જ સામગ્રીથી તેટલા જ સમયમાં ૩૦૦ સંદેશા મોકલાવે અને પગાર બમણો લે! આવા આવા તાજુબીકારક મુકાબલા તો એ અહેવાલમાં અનેક મળે. અને આવા મોટા પગારના બાહોશ અમલદારોની કાબેલિયત—વ્યવહારદષ્ટિ—એટલી સાંકડી કે સરકારનાં અનેક ખાતાંને ઉપયોગી માલના જથા કુલ રૂપિયા ૬૦ કરોડ જેટલી રકમ રોકી બેઠા હતા. અને તે પણ કેવો માલ? જેના ભાવ રોજ કડડભૂસ કરી પડતા જાય, અથવા જે છ મહિનાની અંદર રદ કરી ફેંકી દેવો પડે! આ રકમના રોકાણથી ફકત વ્યાજખાધનો હિસાબ કરીએ તોપણ વર્ષે દેશને ૩ાા કરોડ જેટલું નુકસાન! જે અમલદારવર્ગ એવું નુકસાન કરી ચૂકયો હોય, જેની કાબેલિયતની અજમાયશ, પુરાવા કે ખાતરીને ખાતર આપણને એક જ ફટકે વર્ષોથી સંચિત મૂડી ખોઈ નાંખવી પડે, (ચલણવિધિમાં થયું છે તેમ) તે વર્ગને, આવા આવા દાખલા પછી, લી સમિતિએ ૧૯૨૩–૨૪માં વળી નવા પગારના વધારા કરી આપવાની ભલામણ કરી હતી! અને સરકારે તે ભલામણ સર્વત્ર મંજૂર રાખી છે! સરકારને પ્રાથમિક કેળવણી સર્વત્ર પ્રસરાવવા માટે નાણાંની અછત છે તે

હજુ પણ મટી નથી. સરકારને સુખાકારીનાં સાધનો મેળવવા માટે નાણાંની અછત હતી તે હજુ પણ ટળી નથી. પણ સરકારને એક જ ફટકે ફોજનો ખર્ચ ૩૦ કરોડમાંથી ૬૦ કરોડ પાંચેક વર્ષમાં કરવો હોય તો નાણાંની અછત કદી પણ નડી નથી. સરકારી નોકરોના,—ખાસ કરીને મોટા ગોરા અમલદારોના,—પગાર વધારવા હોય ત્યારે પણ અછત આવી નથી. ત્યારે તેમની કસોટીરૂપ પ્રજાનાયક ગાંધીજી આવી માગણી કરે તો તેમાં આશ્ચર્ય કે અયોગ્ય શું?

સરકાર આવી દલીલો—આવા દાખલા—સમજતી નથી એમ કદી માનશો નહિ. એ તો જાણી જોઈને જ જે કરે છે તે કરે છે. તેના પુરાવા તરીકે તેણે કરેલા લોકોની આંખ આંજી દેવાના અનેક પ્રયોગોમાંથી એક જ માત્ર ઉદાહરણ તરીકે આપું. સરકારના એક મોટા ખાતામાં,—હું ભૂલતો ન હોઉં તો લશ્કરી ખાતામાં,—એવી એક ગોઠવણ કરવામાં આવી હતી, કે જેને અંગે સરકાર અને તેના નવા કરેલા અમલદાર સાથેના કોલકરારમાં એવી એક કલમ નાંખી હતી કે જો ભાવતાલમાં ૨૦ ટકાનો ફેર પડે તો પગાર તેટલા પ્રમાણમાં કાપવો. આજે ભાવતાલમાં એવો, બલ્કે એથી વધારે મોટો, ફેર પડી ચૂકયો છે. છતાં પગારના દર કયાંય પણ કપાયા હોય એમ સાંભળ્યું નથી ઊલટું, લી કમિશનની લૂટ પછી તે વધારવામાં આવેલા કહેવાય છે. આવી ઊંડી રાજનીતિ સામાન્ય બુદ્ધિએ કેમ સમજાય?

ગાંધીજીના લૉર્ડ ઇર્વીનને લખેલા પત્રમાં બહુ જ આકર્ષક

મુકાબલા છે; અને તે દ્વારા તેમણે બતાવવા પ્રયત્ન કર્યો છે કે હિંદી પ્રજાજનની સરેરાશ આવક કરતાં કેટલા ગણો વાઇસરૉયને પગાર અપાય છે, અને એની સામે વિલાયતના પ્રજાજનની સરેરાશ આવક કરતાં કેટલા બધા કમતી પ્રમાણમાં ત્યાંના મુખ્ય પ્રધાનને પગાર અપાય છે. "આપનો માસિક પગાર રૂ. ૨૧૦૦૦ થી વધારે છે, એ ઉપરાંત તેમાં ભથ્થાં અને બીજા આડાઅવળા ઉમેરા જુદા. બ્રિટિશ મુખ્ય પ્રધાનને વર્ષે ૫૦૦૦ પાઉંડ મળે છે, એટલે કે આજના હૂંડિયામણને હિસાબે રૂ. ૫૦૦૦ મહિનાના. હિંદીની સરેરાશ રોજિંદી આવક બે આનાની; ત્યારે તેના હાકેમને રોજનો પગાર રૂપિયા ૭૦૦ નો! અને બ્રિટિશરની સરેરાશ રોજિંદી આવક રૂ.૨ નીં; ત્યારે તેના મુખ્યમંત્રીનો પગાર રોજનો રૂ. ૧૮૦ નો. એટલે કે તમને સાધારણ હિંદીની રોજિંદી આવક કરતાં ૫૦૦૦ ગણો મોટો પગાર અપાય છે, જ્યારે બ્રિટિશ મુખ્ય મંત્રીને ત્યાંની રોજિંદી આવકથી માત્ર નેવુગણો વધારે પગાર મળે છે"!

આ મુકાબલો હજુ પણ વધારે વિસ્મયકારક થાય, જો આપણે આપણા નાના ગવર્નરો કે જિલ્લાના અમલદારોના પગારનો દર વિચારીએ, અને તેનો અમેરિકાના કે જર્મનીના પ્રજાધ્યક્ષના પગાર સાથે સરખામણી કરીએ મુકાબલાની આથી પણ વધારે ખૂબી તો જ્યારે આપણે દામના પ્રમાણમાં કામનો વિચાર કરીએ ત્યારે જણાય છે. હિંદની જાહેર નોકરીના ધોરણ પ્રમાણે ઉત્કૃષ્ટ ૩૦ વર્ષની નોકરી જોઈએ. પણ આ નોકરી દરમ્યાન રજા ઇત્યાદિના નિયમો એવા ઉદાર દૃષ્ટિએ (?) ઘડયા છે કે જેથી ⅓ થી ¼ ભાગ તો રજામાં ગાળી

શકાય. બીજા દેશમાં જાહેર તહેવાર ઉપરાંત પ્રજાકીય નોકરોને ચાકરીમાં ગાળેલા વખતનો ૧/૧૨ ભાગ રજા ખાતે મળે. અહીં તો બીજા દેશ કરતાં જાહેર તહેવારની સંખ્યા ઘણી જ વધારે હોવા ઉપરાંત, સામાન્ય રજા ૫/૧૨ જેટલી અપાય છે. વળી હિંદમાં અમલદારવર્ગ–એટલે કે દેશમાં સર્વથી સુખી વર્ગ. ૫૫ વર્ષની ઉંમરે પહોંચે ત્યારે તે નોકરીમાંથી ફારગ થઈ ઘેર બેઠાં મોટી રકમનું જીવે ત્યાં લગી વર્ષાસન મેળવે છે. જ્યારે બીજા દેશોમાં ૬૫ વર્ષ સુધી તો સામાન્યતઃ ધૂંસરી ઉઠાવવી જ પડે છે. અહીં વર્ષાસન–ઉપરી અમલદારો માટે–વર્ષે ૬૦૦૦ થી માંડી ૨૦૦૦૦ રૂપિયા જેટલું થાય છે. અને આવું વર્ષાસન મેળવવા માટે બીજા દેશોમાં જેમ ફારગ થનાર નોકર પોતે પણ પોતાનો ફાળો આપે છે, તેવું આ દેશમાં હવે કંઈ થતું નથી. અને બદલામાં દેશને તેમના ધાડા અનુભવનો કે બીજો એવો કોઈ પણ લાભ મળતો નથી, કારણ કે આવાં વર્ષાસન ભોગવનારા મુખ્યત્વે કરીને પરદેશી જ હોવાથી, તેમની બુદ્ધિ, અનુભવ, તેમજ વર્ષાસનની રકમ પરદેશમાં તણાઈ જાય છે.

આ સૌ દુઃખનો એક જ ઇલાજઃ ગાંધીજી કહે છે કે સૌ ઉપરી અમલદારોના પગાર પર પચાસ ટકા જેટલો એક સામટો કાપ મૂકો. આ માગણીમાં વસ્તુતઃ એવું કશું નથી કે જેને અશક્ય અથવા અવ્યવહારુ કરી શકાય. નીતિશાસ્ત્ર તેમજ અર્થશાસ્ત્રની નજરે એવું કશું નથી—ઘર કરી બેઠેલાના સ્વાર્થ સિવાય– કે જેને અંગે આવી માગણી નાકબૂલ કરવી

પડે. મારી પોતાની નજરે તો આવા ઘર કરી બેઠેલા સ્વાર્થને કોઈ પણ જાતનું ઉતેજન આપવું ના જોઈએ, કારણ કે આપણે એમ કરીએ તો દેશમાં જે નવું જીવન લાવવાની આપણને આકાંક્ષા છે તે લાવી શકાય નહિ. અને સાથે સાથે મારી એટલી પણ ખાતરી છે કે હિંદ-સ્વરાજનો હિમાયતી આવા સ્વાર્થીઓને ઉત્તેજન આપી દેશનો ઉદય કદી નહિ અટકાવે. ૧૯૨૨-૨૩ના આંકડા પ્રમાણે સામાન્ય તેમ જ લશ્કરી અમલદારોનો કુલ પગાર રૂા. ૪૦.૭૫ કરોડ જેટલો હતો. ધારો કે એમાંથી અડધોઅડધ તો હલકી પંક્તિના સેવકવર્ગનો પગાર, કે જેમાં કાપકૂપ કરી શકાય જ નહિ. બાકી રહેતામાંથી ઉત્તરોત્તર કાપકૂપ કરી, વર્ષે ૫૦,૦૦૦ થી વધારે પ્રમાણના પગાર સો ટકા બંધ કરવા કે કાપી નાંખવા, એમ પદ્ધતિસર કામ લેવાય અને સાથેસાથે રજા તેમજ વર્ષાસનમાં પણ એવા જ પ્રકારની કરકસર કરવામાં આવે, તો વર્ષે ૧૦ કરોડ જેટલો બચાવ તો તરત જ કરી શકાય અને આ રકમ કંઈ આ ગરીબડા દેશ માટે બિનવિસાતની કે નાનીસૂની કહેવાય નહિ.

## ૭

## હિંદી ઉદ્યોગને રક્ષણ

એમના ૧૧ મુદ્દામાંના ૭ મા મુદ્દામાં મહાત્માજી હિંદી કાપડ પર રક્ષક જકાત નાંખવાનું કહે છે. આ માલનું નામ એમણે સૌથી પહેલું આપ્યું છે, કારણ તે હિંદના આધુનિક

ઉદ્યોગના પ્રતિનિધિરૂપ છે. હિંદનો આ એક પૂરો મોટા પાયા પરનો ઉદ્યોગ છે કે જેમાં મુખ્યત્વે હિંદી મૂડી અને હિંદી મજૂરીનો ઉપયોગ કરવામાં આવે છે.

ઇતિહાસની આ આપણા પુરાણા અને જાણીતા ઉદ્યોગને લગતી કરુણકથા મહાત્માજીથી, જ્યારે તેમણે આ ઉદ્યોગનું નામ આપ્યું ત્યારે, અજ્ઞાત નહિ હોય. મૌર્ય સામ્રાજ્યના આદિ નાયકના દરબારમાં આવેલા અનેક યુનાની એલચીઓ અને મુસાફરો આ કાપડના ઉદ્યોગની કારીગરીથી અજાયબ થઈ ગયા હતા; અને તેમણે કરેલી પ્રશંસાને ૨૨૦૦ વર્ષ તો વીતી ગયાં. આ ઉદ્યોગ ત્યાર પછીની સદીઓમાં મૂળની ઊંચી પંક્તિએ ચાલુ રહ્યો હતો, અને દુનિયાની સૌ બજારમાં એનો માલ પંકાયલો હતો. આ બીના અનુભવસિદ્ધ કર્યા પછી પાઇરાર્ડ નામનો યુરોપીય મુસાફર ઇ. સ. ની ૧૬મી સદીમાં કહી ચૂકયો છે કે આફ્રિકાની "શુભાશ" ભૂશિર–કેપ ઓફ ગુડ હોપ-થી માંડી એશિયાને અંતે આવેલા કામસ્ચાટકા દ્વીપકલ્પ સુધીની વસ્તીમાં એવી એક આબાલવૃદ્ધ સ્ત્રી કે પુરુષ વ્યક્તિ નહોતી કે જે હિંદી શાળ ઉપર વણાયેલા કાપડમાં સજ્જ ન હોય. અને આથી જ કરીને જ્યારે યુરોપીય મુસાફરો વેપારી બની અહીં વેપાર કરવા આવ્યા, ત્યારે તેઓ પણ આ જ માલનો વધારેમાં વધારે વેપાર કરતા. અઢારમી સદીના બ્રિટનના વણકરોને હિંદી માલની આયાતથી એટલી તો બીક લાગવા માંડી કે તેઓ દરેક રીતે એ હિંદી ઉદ્યોગની અદેખાઈ કરવા લાગ્યા. આવી તેમની અદેખાઈ વાસ્તવિક રૂપ લેવા લાગી

ત્યારે તેને પરિણામે હિંદી વણકરના અંગૂઠા કાપી તેમને મજ-લીનનું ઊંચું કાપડ પેદા કરતા અટકાવ્યા એવી લોકવાયકા–ગામ-ગપાટા પ્રગટવા લાગ્યા. આ લોકવાયકા ખ્યાલી પણ હોય, તો પણ આ અદેખાઈને કારણે બ્રિટિશ જકાત–ક્રમમાં હિંદી રેશમ અને કાપડના માલ સામે મોટું દાણ નાંખવામાં આવ્યું હતું! તેની તો ના કહેવાય જ નહિ. અને પોતાના દેશમાં બનતા જે બ્રિટિશ માલના સંરક્ષણ માટે આવી મોટી જકાત નાંખવામાં આવી હતી, તે સંચાસામગ્રીએ બનાવેલો માલ હતો; અને છતાં પણ તે આપણા હાથવણાટના કામ સામે હરીફાઈ કરી શકતો નહોતો—સિવાય કે તેને આવી સંરક્ષક જકાતની સહાય મળે. અને, છેવટમાં, એ આ જ ઉદ્યોગ હતો કે જેની વૃદ્ધિ જોઈ મેન્ચેસ્ટરના વણકરો ગભરાઈ ગયા હતા; અને તેની ગભરામણને પરિણામે હિંદની મિલોમાં બનતા માલ પર મેન્ચે-સ્ટરની તાબેદાર હિંદી સરકારે જકાત નાંખી હતી, કે જેથી હિંદી માલને જરા પણ સંરક્ષણ ખુદ આ દેશમાં પણ મળે નહિ. નાટકના તખ્તાપર આ વિષયમાં છેલ્લું દૃશ્ય ગયા માર્ચ માસમાં બન્યું. બ્રિટિશ ધનિક વર્ગની તાબેદાર આપણી હિંદી સરકારને, બ્રિટિશ માલને લાભકારી તફાવતી જકાત નાંખવાનો પ્રયત્ન કરતાં, પ્રજાકીય વર્ગના પ્રતિનિધિ સામે મોટું વાગ્યુદ્ધ કરવું પડયું હતું. આ યુદ્ધમાં ફતેહ મેળવવા માટે સરકારના કુનેહબાજ મંત્રીએ પેરવી કરી હતી કે જેથી હિંદી ઉદ્યોગને નામનું રક્ષણ મળે, અને ખરો લાભ પરદેશી, અર્થાત્ બ્રિટિશ માલને મળે, અને જકાતનો બોજો હિંદી પર પડે. હિંદી રાજપુરુષોએ વડીધારાસભામાં આ યુક્તિ સામે સખત લડત કરી હતી.

પણ આખરે સરકાર ફાવી, કારણ આપણા કહેવાતા પ્રતિનિધિઓ પ્રજાની દૃષ્ટિએ આવા પ્રશ્નો તરફ જોતા જ નથી, પણ કેવળ સ્વાર્થી નજરે જુએ છે. અને આવા અનુભવથી શીખીને ગાંધીજીએ પ્રજાની કમમાં કમ માગણીમાં પણ આ ઉદ્યોગના ખાસ સંરક્ષણનો સવાલ દાખલ કરી દીધો છે, તેમાં નવાઈ શી?

પણ હિંદના કાપડઉદ્યોગનો પ્રશ્ન તે હિંદના તમામ ઉદ્યોગના પ્રશ્નના નમૂનારૂપ સમજવો. જ્યાં સુધી બ્રિટિશ ધનિક વર્ગનું અહીં સામ્રાજ્ય વર્તે છે, ત્યાં લગી તેની તાબેદાર હિંદી સરકાર આપણા દેશી ઉદ્યોગ પ્રતિ તેની બેદરકારી ગમે તેમ અષ્ટંપષ્ટં કરીને સમજાવી દેવા પ્રયત્ન સદાય કરશે. એક દહાડો સરકાર આ ઉદ્યોગની હજુ પછાત હાલત સમજાવવા બહાનું કાઢે છે કે આ દેશમાં એ ઉદ્યોગને જરૂર પૂરતાં ધન તેમ જ બુદ્ધિનાં સાધનોની અછત છે. અને જ્યારે એ ચાલાકી ન ચાલે ત્યારે સરકારી અમલદારો એકદમ આપણા દેશના ગરીબ ખેડૂતનો ખ્યાલ મોખરે લાવે છે, અને કહે છે કે આવા ગરીબ ખેડૂતની કાપડ જેવી ચાલુ જરૂરિયાત પર સંરક્ષક જકાત નાંખી તેને વધારે મોંઘી કરવામાં માલ શો? પરિણામે હિંદી ખેડૂત તો ગરીબનો ગરીબ જ રહે છે. તેની કામગીરીમાં ઉદ્યોગની અછતથી વધારો થતો જ નથી અને બ્રિટિશ માલ બેધડક આ દેશમાં ધમધોકાર ખપ્યા કરે! આ પરિણામ જોવા છતાં, અને આપણા તમામ ઉદ્યોગની આવી હરીફાઈને લીધે અધોગતિ થવા દીધા પછી પણ, સરકાર પોતે એવો એક પણ નવો ઉદ્યોગ આ દેશમાં ઉત્પન્ન નથી કરતી કે જેને લીધે આપણી કામગીરી અને રોજગારી વધે. ૧૯૧૪ પૂર્વે સાઠ વર્ષ પહેલાં હિંદમાં

આગગાડી આવી હતી. પણ તેને માટે તેને જોઇતો માલ આ દેશમાં જ ઉત્પન્ન કરવાનું સરકારે એક પણ કારખાનું સ્થાપ્યું નહોતું, કે જેથી હિંદની આર્થિક સ્વતંત્રતામાં વધારો થાય.

ઓગણીસમી સદીમાં તેમણે વિલાયત તેમજ સંસ્થાનોમાં મોટી જકાત નાંખીને આપણા કાપડ ઉદ્યોગની અવદશા કરી હતી. અને આગળ જતાં એ જ હાલત ગમે તેવી હરીફાઈ કરી હિંદમાં કીધી હતી. છેલ્લાં પચાશ વર્ષ થયાં આ ઉદ્યોગ પુનઃ સજીવ થવા પ્રયત્ન કરતો દેખાય છે. પણ સર્વત્ર "ખુલ્લાં બાર" ની રાજનીતિથી–નિર્બાધ વેપારની પદ્ધતિથી–એ પુનઃ સદ્ધર થતો અટકયો છે; અને જ્યારે એ પદ્ધતિ ન ચાલે ત્યારે હિંદી માલ પર નવી જકાત નાંખી તેની સંવૃદ્ધિ થતી અટકાવે. લોખંડ અને પોલાદનો આપણો દેશી ઉદ્યોગ કાપડઉદ્યોગ જેટલો જ પુરાણો અને જાણીતો છે. એની કારીગરી ૨૦૦૦ વર્ષ પૂર્વે દમારકસમાં મશહૂર હતી; અને આજે પણ દિલ્હીના પોલાદી કીર્તિસ્તંભ અને ધારના તેવા જ નમૂનાથી તેની જાહોજલાલીની કંઈક આપણે કદર કરી શકીએ છીએ. પણ નિર્બાધ વેપારની લાભકારી રાજનીતિએ બ્રિટનને ફરમાવ્યું કે બ્રિટિશોએ બનાવેલો માલ અહીં છૂટથી આવવા દેવો; અને તેથી આ દેશના ઉદ્યોગનો નાશ થયો.

ખનીજ પદાર્થની પેદાશમાં, જંગલકામના ઉદ્યોગમાં, પશુધનની ખિલવણીમાં, ચામડાના હુન્નરમાં, રંગરોગાનની બનાવટમાં, તેલ અને અર્ક અને અત્તરની ઉત્પત્તિમાં, દવાદારૂનાં સાધનોમાં, યુરોપીય અમલ અહીં પ્રવેશ્યો તે પહેલાં દુનિયા તમામને મોખરે હિન્દુસ્તાન હતું. અને આજે પણ જો સંજોગો સાનુકૂળ

હોય અને આપણી સરકાર આવા પ્રશ્નો પ્રતિ લાગણી માની નજરે જોતી ન હોય તો એવું એક પણ અનિવાર્ય કારણ નથી કે જેને લીધે હિન્દી ઉદ્યોગ, અમુક ધારેલા સમયમાં, પુનઃ સજીવ થાય નહિ અને હિન્દ હુન્નરઉદ્યોગમાં પુનઃ પોતાનું પુરાતન સ્થાન લઈ શકે નહિ. આજે આપણે માત્ર કાચો માલ મુખ્યત્વે પેદા કરતા દેખાઈએ છીએ. પણ ચાલુ વપરાશની તમામ ચીજો આપણે ધારીએ તો આપણા ખપ પૂરતી તરત જ કરી શકીએ તેવી આપણે ત્યાં કુદરતી સામગ્રી છે. પચાસ વર્ષ પૂર્વે, સર જાન સ્ટ્રેચી નામના આપણા એક ખજાનચી સાહેબે કહ્યું હતું કે: "હિંદ તેના વિસ્તાર અને સાનુકૂળ સંજોગોને લીધે એવી સ્થિતિમાં છે કે જેથી તે ધારે તો માનુષી જરૂરની તમામ વસ્તુ તે પોતે પેદા કરી શકે." આ બીનાનો ઉપયોગ એ નામવરે તો એમ જ કર્યો કે આ દેશ પોતે પોતાની તમામ જરૂરિયાત પુરી ન પાડે, માટે અહીં વેપાર નિર્બાધ રાખવો જોઈએ. પણ તેથી એમ સિદ્ધ નથી થતું કે આપણા રાજપુરુષોએ, આજે પણ આપણી કુદરતી સામગ્રી પ્રતિ આંખમીચામણાં કરવાં અને આપણા ઉદ્યોગનો પુનરુદ્ધાર થવા દેવો નહિ.

આટલા વિવેચનથી વાંચનારની નજરે સિદ્ધ થયું હશે કે કાપડઉદ્યોગનો દાખલો આપણા તમામ ઉદ્યોગની વર્તમાન પરિસ્થિતિના નમૂનારૂપ છે. એટલે હવે આપણે એ ઉદ્યોગને લગતી બાતમીમાં જરા વધારે ઊંડા ઉતરી વિચારવાની જરૂર છે, કે જેથી આપણને, મહાત્માજીએ જે કારણે આ મુદ્દો આપણી રાષ્ટ્રીય કમમાં કમ માગણીમાં દાખલ કરી દીધો તે સમજાય. દુનિયાના બીજા દેશોમાં આ ઉદ્યોગની જે પરિસ્થિતિ છે, તેના

કરતાં આ દેશમાં તેની ફતેહનાં સાધનો વધારે સંગીન અને કુદરતી છે. અમેરિકા સિવાય દુનિયાના તમામ દેશો કરતાં હિંદ વધારે કપાસ પેદા કરે છે; અને હિંદમાં દુનિયાના કોઈ પણ બીજા દેશ કરતાં આ માલનો ખપ વધારે છે. આજે હિંદમાં ૫૦ થી ૬૦ લાખ ગાંસડી જેટલું રૂ પાકે છે. પણ હિંદની કાપડની મિલોમાં તેનો એક તૃતીયાંશ જેટલો ભાગ પણ ભાગ્યે જ ખપતો હશે. અને હવે તો હૂંડિયામણની મુશ્કેલીને લીધે કાચા માલમાં પણ પરદેશી હરીફાઈ જાગી છે. આ માત્ર એક જ મુદ્દાનો વિચાર કરીએ તો હિન્દના કાપડના ઉદ્યોગનું આજે જે કદ છે તેના કરતાં બમણું વધી જવા સહજ સંભવ છે. આથી ઊલટું, આપણા દેશી ખપનું પ્રમાણ લો. હિન્દી મિલો જેટલા પ્રમાણમાં કાપડ પેદા કરે છે તેથી બમણો અહીં તેનો ખપ છે. કે જેટલી પેદાશ આજે બહારથી—મુખ્યત્વે વિલાયત અને જાપાનથી આયાત કરવામાં આવે છે. અને બાકી રહેતી ૧૫ ટકા જેટલી આ માલની આપણી જરૂરિયાત આજે પણ હાથવણાટવાળો આપણો દેશી વણકર પૂરી પાડે છે. હાથે કંતાયેલા સૂતરમાંથી હાથે વણાયેલું કાપડ–ખાદી–તો એક ટકાના પાંચમા ભાગ જેટલું પણ ભાગ્યે ખપતું હશે. આ પુરાવાસર હિન્દી કાપડના ઉદ્યોગને આજે છે તેના કરતાં બમણો થઈ જવા માટે તો દેખીતું સ્થાન છે. આજે તેમાં ૪૫ કરોડ રૂપિયા જેટલી મૂડી રોકાઈ છે અને ૪ લાખ કામદારો કામ કરે છે. અને તે ઉપરાંત અનેક દલાલો, મુકાદમો, કાપડિયાઓ દુકાનદારો વગેરે મિલ ઉદ્યોગમાં કમાઈ ખાય છે. આટલી તેની ઉપયોગિતા અને

મહત્ત્વ છતાં, પચાસ વર્ષના ઇતિહાસ પછી, આજે પણ તે ઉદ્યોગ લથડતી અવસ્થામાં છે. આજથી પાંચ વર્ષ પૂર્વે તો હિંદી સરકાર હિંદની મિલોમાં બનતો માલ જાણે કરપીણ કર્મની પેદાશ હોય તેમ તેના પર દંડ કરનાર જકાત નાંખતી. એ જકાત હવે રદ કરી છે. પણ હજુ એ ઉદ્યોગના ખાસ ઉદ્ધાર કે ઉત્તેજન માટે કે રક્ષણ વાસ્તે આપણી સરકારે અદ્યાપિ કશુંયે કર્યું નથી, કે જેથી અહીં ઘર કરી બેઠેલા પરદેશી હરીફ માલને આંચ આવે. આપણી સરકારે છેવટનો કાયદો આ સંબંધમાં કર્યો છે, તેથી બ્રિટિશ માલને હિંદી બજારમાં ખાસ કિફાયતી લાગે એવી જોગવાઈ કરી આપી છે; અને તેને પરિણામે હિંદી તિજોરીને મોટી નુકસાની થવા સંભવ રહે છે, તેની કાંઈ દરકાર નથી કરી. આમાં હિંદી ઉદ્યોગની તો બિલકુલ વાત જ નહિ. અને હિંદી પ્રજાના પ્રતિનિધિઓએ એક મતે આવી રાજનીતિનો વિરોધ ધારાસભામાં કર્યો હતો તેની પણ દરકાર નથી.

પણ આવા ઇલાજો અજમાવવા છતાં હવે પડી ભાગતા બ્રિટિશ ઉદ્યોગને સરકાર ટકાવી શકશે કે નહિ તે સંદેહભૂત વાત છે, કારણ ઉઘાડું છે. બ્રિટિશ ઉદ્યોગનો પાયો જ ખોટો છે. એને જે કાચા માલની જરૂર છે, તે બ્રિટન પોતાના મુલકમાં પેદા કરી શકતું નથી; અને એમાંથી જે પાકા માલની—વપરાશ જોગ વસ્તુની—પેદાશ થાય છે, તે તેના લોકમાં ખપતી નથી. એટલે, જો એવા અયોગ્ય ઉદ્યોગની સંવૃદ્ધિ સંપાદન કરવી હોય તો નક્કી એના હરીફ જે વધારે લાભકારી સ્થિતિમાં હોય, તેમનો નાશ કરવાથી જ થવા સંભવ છે. આથી બ્રિટિશ સામ્રાજ્યની

ખરેખર કરુણ સ્થિતિ થઈ રહી છે. ડેની નામના એક અમેરિકન લેખકે "અમેરિકા કૉન્કર્સ બ્રિટન" એ નામનું પુસ્તક લખ્યું છે. તેમાં જે ઝીણવટભરી દલીલ, આંકડા અને પુરાવા આપ્યા છે તે આધુનિક આંતરરાષ્ટ્રીય વેપારનો કોઈ પણ અભ્યાસી આપમેળે જ જોઈ શકે છે અને લેખકની મૂળ દલીલ સમજી શકે છે. બ્રિટિશ ઉદ્યોગની આ નૈસર્ગિક મુશ્કેલી સમજેલા કેટલાક વિચક્ષણ બ્રિટિશ રાજપુરુષોએ સર્વત્ર નિર્બાધ વેપારની રાજનીતિ ફેલાવવા પ્રયત્ન કર્યો હતો. વ્યવહારદૃષ્ટિએ તો આવી રાજનીતિનો એટલો જ અર્થ થાય કે, નિર્બાધ વેપારથી ઇંગ્લંડને તેની પોતાની સંપત્તિ વધારવા ખાતર બીજી તમામ પછાત પ્રજાનું દ્રવ્યાપહરણ કરવાની છૂટ મળે. અને તેથી જ જ્યારે જ્યારે બીજી દરેક પ્રજા આર્થિક ઇતિહાસનું રહસ્ય સમજવા લાગી ત્યારે ત્યારે તેણે પ્રથમ પગલા તરીકે આત્મઘાતક નિર્બાધ વેપારની પદ્ધતિનો ત્યાગ કર્યો. સ્વરાજ ભોગવતાં ખુદ બ્રિટનનાં સંસ્થાનો પણ આ નિયમનાં અપવાદ હવે રહ્યાં નથી; અને એની પોતાની નજીક રહેલા એના હરીફો તો એની જ પદ્ધતિ ગ્રહણ કરીને પોતાની સંવૃદ્ધિ કરી, એને મહાત કરવા લાગ્યાં છે.

હિંદુસ્તાન માટે, રાનડે આ સિદ્ધાંત સમજ્યા, ગોખલેએ એને માટે બોધ આપ્યો અને ગાંધીજી એને વ્યવહારુ બનાવે છે. ગાંધીજી, સર્વ હિંદી ઉદ્યોગો નિર્બાધ અને અયોગ્ય હરીફાઈથી પાયમાલ થઈ જાય છે, તેમને બચાવવાની રાજનીતિ ચાહે છે. બ્રિટનના નિર્બાધ વેપારના ઉદાર પક્ષના પયગંબરો પણ પોતાના દેશી ઉદ્યોગની આવી "સ્વરક્ષા" (Safe-guarding) માં માનતા થયા લાગે છે. અને તેથી આપણે જ્યારે ઉત્તેજક રક્ષણ

(Protection) ની રાજનીતિ માગતા હોઇએ ત્યારે 'સ્વરક્ષા' પદ્ધતિને નામે ભાષણ કરવાં. તેમ કરવાથી વાસ્તવિક સ્થિતિ તો જેની તે જ રહે છે. હિંદના ભયંકર દારિદ્રયનો આપણે અંત આણવા માગતા હોઇએ, હિંદના સર્વોત્તમ ઉદ્યોગ–કૃષિકર્મ–કે જેના પર કરભારના અસહ્ય બોજા છે તેને રાહત આપવા ચાહતા હોઈએ, હિંદના કરોડો વતનીઓને અમુક ટૂંક સમય માટે પશુજીવનની સામગ્રીથી કંઈક વધારે જીવનસામગ્રી આપવા ઇચ્છતા હોઈએ, હિંદના વેપારનો નવો પાયો નાંખવો હોય, તેને નવું વલણ આપવું હોય, તેનો લાભ વ્યાપક કરવો હોય, તેનું મૂળ બદલવું હોય, તો દરેક વિભાગમાં આપણા ઉદ્યોગને ખીલવવાની આવશ્યકતા છે — ગમે તે માર્ગે, ગમે તે ઉપાયે, ગમે તે ભોગે.

પરંતુ આ વિષયમાં પણ ગાંધીજીએ આગલા અનુભવનો લાભ સારી રીતે લીધો લાગે છે. એમના જમાનામાં શ્રીયુત ગોખલે કંઈ ઉદ્યોગરક્ષક નીતિમાં અંધશ્રદ્ધાળુ નહોતા; અને નિર્બાધ વેપાર કરતાં પણ તેમને સામ્રાજ્યનો ખ્યાલ કરનાર જકાતવિધિની અતિ જ ધાસ્તી રહેતી. એમની એ નિશ્ચિત માન્યતા હતી કે આપણા ઉદ્યોગને જે રક્ષણ સામ્રાજ્યનો ખ્યાલ કરનાર જકાતવિધિમાંથી મળે તેથી તો હિંદી ઉદ્યોગના પુનરુદ્ધારની એક પણ આશા રહે નહિ. આજે મહાત્માજીને એ જ કાળા નાગ સાથે લડવાનું છે. માત્ર તેને નવા દાંત આવ્યા છે, એટલે તેમાં નવું વિષ વધ્યું છે. ગાંધીજી ચાહે છે કે હિંદી કાપડ-ઉદ્યોગને સંગીન અને સંપૂર્ણ રક્ષણ મળવું જોઈએ. છતાં, તેની સાથે, બંગાળના ભાગલાના વખતમાં સ્વદેશી ચળવળના જે હાલ થયા હતા તેથી એ બિનમાહિતગાર નથી. મુંબઈના

અનેક મિલમાલેકોએ તે વેળા સંપૂર્ણપણે બતાવી આપ્યું હતું કે મૂડીવાદી એ સ્વાર્થી પ્રાણીની પરિસીમા છે. એ સા ધનિક અને નફો કરનાર પહેલા, અને સ્વદેશપ્રેમી પછી; અને તે પણ જો સ્વદેશભક્તિથી સ્વાર્થ સધાતો હોય તો. જો ½ ટકો પરદેશમાં વધારે મળે તો સ્વદેશનું બલિદાન આપતાં તેમને વાંધો ન આવે. બર્નાર્ડ શૉ નામના પ્રખ્યાત અંગ્રેજ લેખકે તેમના "ગાઈડ ટૂ ઍન ઇન્ટેલિજંટ વુમન ફૉર સોશિયલિઝમ" એ નામના પુસ્તકમાં લખ્યું છે કે: ધનિક વર્ગ જ સર્વદા સ્વદેશ-પ્રેમનાં બણગાં ફૂંકે છે; અને કામદાર વર્ગ જ સર્વદા સ્વદેશ-સેવાનાં આચરણ કરે છે,– પછી કામદાર વાણીમાં ગમે તેટલો સ્વદેશવિરુદ્ધ દેખાય. મૂડીને કોઈ જન્મભૂમિ નથી. એનો સ્વદેશ તો જ્યાં એને એક ટકો વધારે મળે ત્યાં. જેટલી સહેલાઈથી મૂડી પરદેશ જઈ શકે છે તેટલી સહેલાઈથી કામદાર વર્ગથી દેશત્યાગ થઈ શકતો નથી,—પછી ભલેને પોતાના દેશમાં મજૂરી કરી પેટપૂરતું ખાવા જેટલું રોજ એક વાર પણ મળતું ન હોય. અને તેટલા માટે જ ગાંધીજી, ધનિક વર્ગના મિલઉદ્યોગ માટે સર્વદા એટલો બધો ઉત્સાહ બતાવતા નથી, કે જેથી તેમના નામનો લાભ લઈ તેજીમંદીવાળા શેરબજારમાં સટ્ટો કરી પોતાનો સ્વાર્થ સાધી લે. કૉંગ્રેસને નામે આજે પણ એવા ધંધા કદાચ કેટલાક તેના કહેવાતા નાયકો કરતા હશે. પણ ગાંધીજી તો પોતાની દૃષ્ટિ અચૂક દેશની મૂળ જરૂરિયાત પર રાખે છે. મૂડીદાર મિલ-માલેકો પ્રામાણિકપણે હજુ એટલું પણ કહી નથી શકતા કે તેઓ તેમનો અથાગ લોભ અટકાવશે અને મિલોમાંથી આવી મહિલચાલને પરિણામે સાંપડતા નફા પર કંઈક મર્યાદા મૂકશે.

અને જો આવી કોઈ સમજૂતી અને કોલકરાર બળાત્કારે અથવા વગસગ લગાવી કરાવવામાં આવે, તો તેમની નૈસર્ગિક લોભવૃત્તિ તેમને આવી ગોઠવણમાંથી કેમ છટકી જવું તેના હજાર રસ્તા બતાવશે. અને સાથે સાથે, આવા સમયનો લાભ લઈ, મજૂરોની મજૂરી પર કાપ મૂકી પોતાના નફામાં વધારો કરતાં તેમને ઠીક આવડે છે.

આવાં કારણોને લીધે જ હિંદમાતાના અતિ દીર્ઘદૃષ્ટિવાળા પુત્રે આજે ૧૯૩૦ની સાલમાં પણ વણકરની શાળ અને ચરખાને ઉત્તેજિત કરવા પાછળ જે શક્તિવ્યય કર્યો છે, તેટલો મિલ-ઉદ્યોગની ખિલવણી અથવા સંરક્ષણ માટે નથી કર્યો. જ્યારે અનર્થકારી વસ્તુઓની દુકાન પર પહેરો બેસાડી તેના માલનું વેચાણ થતું અટકાવવાની રાજનીતિ પ્રથમ અખત્યાર કરી, ત્યારે મહાત્માજીએ સૌથી પહેલું લક્ષ દારૂરૂપી ઝેરની દુકાનો—પીઠાંઓ—પર પહેરો બેસાડવામાં દીધું હતું. લોક ગમે તે કહ્યા કરે, મહાત્માજી સારી રીતે સમજે છે કે આત્માહીન મૂડીદાર-વર્ગના સંચાકામને નિષ્પ્રતિબંધ લોભવૃત્તિએ ચલાવવા દેવામાં, અને તે મારફત અજ્ઞાન, અનાથ, અણઘડ કામદારોના લાભનું બળિદાન આપવામાં પ્રજાને—દેશને—કેટલું જોખમ રહેલું છે. આ ચરખાની રાજનીતિ સમજવી અઘરી નથી. આ દેશમાં આપણને દુઃખ, દ્વેષ, ભયનાં એવાં ઘણાંએ બારાં છે કે જે ઢાંકવાં પડશે,—જ્યારે આપણી પાસે તેને માટે અનુકૂળ શક્તિ અને સમય હોય ત્યારે. આજે તો આપણો મુખ્ય સવાલ આ દેશમાંથી પરદેશી સ્વામિત્વ અને દેશના દ્રવ્યહરણનાં સાધનોનો નાશ કરવાનો છે. પરંતુ તેથી એમ સિદ્ધ નથી થતું કે પરદેશી

રાજ્યે અહીં રૂઢ બનાવેલા સર્વત્ર નિષ્પ્રતિબંધ ધનિકશાસનને ચાલવા દેવું અને અને તેમાં સમાયલા સડાને જામવા દેવો, કે જેથી પ્રજાનું સત્ત્વ ધનિક વર્ગની લોભવૃત્તિમાં પિલાઈ જાય, દળાઈ જાય, નાશ પામે.

જે દલીલો કાપડઉદ્યોગને લાગુ પડી છે તે સૌ બીજા બધા સંચાસામગ્રીવાળા ઉદ્યોગને, તેમના સંજોગાનુસાર, લાગુ પડે છે. આધુનિક સંચાસામગ્રીવાળા ઉદ્યોગની સહાયદ્વારા હિંદનો ઉદય થવાના સંભવથી મહાત્માજી તદ્દન વાકેફ છે. પણ ઉદ્યોગનો પુનરુદ્ધાર જો ધનિક વર્ગદ્વારા થાય, તો તેમાં સંભવતા આર્થિક અન્યાય અને સામાજિક અસમાનતારૂપી ખડકો અને ખાબોચિયાંથી પણ એ અણવાકેફ નથી. કાપડઉદ્યોગમાં એ કારણે પ્રજાકીય નાવને નુકસાન ન પહોંચે તેટલા માટે કુશળ નાવિક ચરખાને મોખરે આણી ઔદ્યોગિક મજૂરીથી સંભવતી ગુલામી અટકાવવા ચાહે છે. ચરખાનો પુનરુદ્ધાર કરતાં તેમને પોતાને પ્રજા પુરાણા જર્જરિત સમજે તેની પણ તેમને દહેશત નથી. ચરખો આજના સંચાસામગ્રીવાળા મિલઉદ્યોગનો કદાચ સંગીન હરીફ ન બને; પણ પહેલામાં જે અન્યાયનાં બીજ રહ્યાં છે તેનાં મોટાં ઝાડ થઈ ન પડે માટે તે સામે ચરખારૂપ પ્રતિકાર રાખ્યો છે. સંચાસામગ્રીવાળા અન્ય ઉદ્યોગો સામે આવો પ્રતિકાર શોધવો મુશ્કેલ લાગે છે. પ્રતિકાર સર્વત્ર એવો સંગીન અને સર્વવ્યાપક હોવો જોઈએ કે જેથી પ્રજાજનના, મજૂર વર્ગના સૌ પ્રાથમિક હક્કોનું પરિપાલન થાય, અને અસમાન દ્રવ્યવહેંચણીથી ઉદ્ભવતો સામાજિક અન્યાય અટકે.

પણ આ સૌથી એમ સમજવાનું નથી કે ગાંધીજીથી દેશની આર્થિક કે ઔદ્યોગિક સામગ્રી અજાણી છે. જોઈએ તેટલી તેની ખિલવણી થાય, અને જોઈએ તેટલું તેને પહેલાં સંરક્ષણ મળે તો ભવિષ્ય આશામય છે, એમ તેઓ સારી પેઠે સમજે છે અને સમય સાંપડ્યે તેનો ઉપયોગ પણ કરશે. આજે તો એમને માત્ર એટલું જ જોઈએ છે કે આધુનિક ઉદ્યોગમાં રોકાયેલા અવાચક કામદાર વર્ગના પ્રાથમિક હકનો કોઈ રીતે અનાદર ન થાય. પ્રજાનાયક આમ સર્વ વર્ગ પ્રતિ સમાન લાગણી ધરાવતા હોવાથી આપણી પરદેશી સરકારને એમ કહેવાનો હક્ક જ નથી કે ગાંધીજીની ઉદ્યોગરક્ષણ માટેની આ માગણી સત્વર નહિ સ્વીકારી શકાય. બ્રિટિશ સરકારે તેમના દેશના આર્થિક ઉદય માટે ૫૦, ૭૫ કે ૧૦૦ ટકા જેટલી રક્ષક જકાત અનેક વસ્તુઓ પર નાંખેલી તેના દાખલા મળી આવે છે. ખુદ હિંદી માલ પર પણ એવી જકાત આગળ બ્રિટને નાંખેલી હતી,—જ્યાં માલનો સદંતર બહિષ્કાર નહોતો કર્યો ત્યાં. સરકાર પાસે આ સંબંધી જે સત્તા અને શક્તિ છે તેનો યથાયોગ્ય સહૃદય ઉપયોગ કરે તો દેશમાં કામગારી–રોજગારી એકદમ વધારી શકાય. આજે રોજ એકવાર પૂરતું ખાવાનું નથી મળતું તેવા કરોડો પ્રજાજનોને પશુજીવન પૂરતાં સાધનો તો મળે! સરકાર શાણી હોય તો આ માગણી સર્વ ઉદ્યોગ માટે મંજૂર કરે, કારણ સર્વત્ર રક્ષણ મળે તે સર્વત્ર દ્રવ્યાપહરણ થાય તેના કરતાં બહેતર છે. પણ સરકારને શાણપણ છે? તે સાંભળશે કે?

૮

# હિંદી કિનારાનો વેપાર કેવળ હિંદી વહાણવટા માટે

હિન્દની થોડામાં થોડી રાષ્ટ્રીય માગણીના ૧૧ મુદ્દામાંનો આઠમો મુદ્દો એમ કહે છે કે સરકારે હિંદી કિનારાનો તમામ માલ લાવવા લઈજવાનું કામ એકદમ હિંદી માલકીના અને હિંદી નાવિકવાળા વહાણવટા માટે ખાસ કરી રાખવું. આ વિષય, જ્યારથી શ્રીયુત સારાભાઈ હાજીએ હિંદી વહાણવટા અને હિંદી વહાણબાંધણીના ઉદ્યોગનો પુનરુદ્ધાર કરનાર પ્રશ્ન હાથ ધર્યો છે, ત્યારથી જ પ્રજા પાસે રજૂ થયો છે. હિંદી વહાણો અને હિંદી ખલાસીઓ એકવાર,—અને તે પણ બહુ દૂરના ભૂતકાળમાં નહિ, પણ હાલ થોડાક વખત પર જ,—દુનિયાના દરેક બંદરમાં દૃષ્ટિગોચર થતા; અને ત્યાં તેઓ દુનિયા તમામનો માલ લાવવા લઈ જવાનું કામ સૌને શાંતિથી, લાભથી, નફો કરી કરતા. પરંતુ એક સદીભરના વિરોધથી બ્રિટિશ આર્થિક રાજનીતિની નાશકારક ખુમારીએ આપણા આ પુરાણા ઉદ્યોગને જમીનદોસ્ત કરી નાંખ્યો છે; અને જ્યારથી હિંદી રાષ્ટ્રીય-વાદના આજના નેતાઓ દેશના દ્રવ્યાપહરણના માર્ગો જોતા થયા અને સાધનો સમજવા લાગ્યા, ત્યારથી જ ફક્ત તેમણે

આ નુકસાનીનું રહસ્ય જોયું છે. પરદેશી લોકોના હાથમાં આપણો દરિયાપારનો તમામ વેપાર તણાઈ જવાથી આ દેશની પાયમાલી અને ઉત્તરોત્તર વધતી જતી દરિદ્રતાનું એક ભારે કારણ ઉમેરાયું છે.

શ્રીયુત સારાભાઈના પ્રયત્નથી આજથી પાંચ વર્ષ પર સરકારે આપણું વ્યાપારી વહાણવટું વધારવાની સાધનસામગ્રી શોચનાર એક સમિતિ નીમી હતી. આ સમિતિનો અહેવાલ પાંચ વર્ષ પૂર્વે સરકારને રજૂ કરવામાં આવેલો છે. પણ સરકાર તો હજી જાણે કુંભકર્ણની ઊંઘમાં જ મશગૂલ છે. દરમ્યાન આ વિષયમાં લોકની જાગૃતિ ઠેર ઠેર પ્રગટી રહી છે, અને તેથી મહાત્માજીએ પોતાની ૧૧ શરતોમાં આ એક ખાસ મુદ્દો ગોઠવી દીધો છે. હિંદી પ્રજાની આ માગણી એકદમ મંજૂર કરાય તેવી નથી એમ સ્વાર્થી લોકો કહે છે; અને જો તે કબૂલ રાખવામાં આવે તો પરિણામે અન્યાય ઊપજશે એમ પણ તેઓ ધમકી આપે છે. પરંતુ મારી નજરે આ વિષયમાં, ન્યાય કે નીતિ કે વ્યવહારબુદ્ધિને કોઈ પણ કારણે, માગણી કબૂલ રાખવામાં ક્ષણભર ઢીલ કરવામાં સાર નથી. માગણીનો સ્વીકાર કરી તે અમલમાં મૂકતાં કદાચ કંઈ હરકત નડે; પણ તેનો વિચાર હું આગળ જતાં કરીશ. અહીં તો ફક્ત એટલું જ ઉમેરવાની અગત્ય છે કે જો આ સંબંધમાં હિંદને પોતાનો દાવો કોઈ તટસ્થ આંતરરાષ્ટ્રીય સમિતિ સન્મુખ રજૂ કરવો પડે, તોપણ તેને પુરવાર કરવા માટે દાખલાદલીલની જરા પણ મણા નથી. દેશના આર્થિક ઉદયનાં સાધન સંચિત કરવામાં ઈંગ્લંડની પ્રજાની બીજી કોઈ પ્રજા હરીફાઈ કરી શકતી નથી.

અને ખાસ કરીને દરિયાપારના વ્યાપારનો માલ લાવવા લઈ જવાના કામ સંબંધે તમામ બ્રિટિશ અર્થવેત્તાઓ તેમ જ તમામ મતના રાજપુરુષો એકમત થઈ કહે છે કે, એ દેશમાં વહાણવટાને લગતા જે કાયદા હતા તેમણે પાંચ થી ૭ સદીના અરસામાં દેશના આર્થિક ઉદયનું મોટું સાધન સંપાદન કરી આપ્યું હતું. નિર્બાધ વેપારનો મુખ્ય પયગંબર આદમ સ્મિથ એટલો દૂરઅંદેશ હતો કે આવા કાયદાનો તેણે સત્કાર કર્યો હતો. અને ખુદ પાર્લામેન્ટ એ કાયદા ત્યારે જ રદ કરી શકી કે જ્યારે બ્રિટિશ વહાણવટું દુનિયામાં બિનહરીફ બનવાથી, તેને આવી સહાય કે રક્ષણની ગરજ નહોતી.

ઇંગ્લંડ જે ૫૦૦ વર્ષ સુધી અજમાવી રહ્યું હતું, તે યુરોપના બીજા દેશોએ ગઈ સદીમાં કરવા માંડયું, કારણ કે તેમનામાં ઔદ્યોગિક વિપ્લવથી નવું કૌવત અને જાગૃતિ આવ્યાં હતાં. યુરોપ અને અમેરિકાના દરેક દેશે પોતાના કિનારાનો લાભ લઈ, નાનો વેપાર કેવળ પોતાના જ વહાણવટીઓ માટે ખાસ રાખ્યો છે. ટર્કી, ગ્રીસ, જાપાન એ દેશોએ આ જમાનામાં એ જ પંથે પ્રયાણ કરવા માંડયું છે. હિંદ હવે એ માર્ગે જવા માગે છે, કારણ કે આપણા દરિયાપારના વેપારમાં સર્વથા પરદેશી વહાણવટા પર જ આધાર રાખવાથી આપણને આર્થિક હાનિ કેટલી મોટી થાય છે તે હવે આપણે જાણતા થયા છીએ. આ વિષયમાં દેશના અગ્રણી અભ્યાસક શ્રીયુત સારાભાઈ હાજીએ તેમના "વહાણવટાનું અર્થશાસ્ત્ર" એ નામના પુસ્તકમાં બહુ જ બારીકીથી હિંદને ખમવી પડતી નુકસાનીની ગણતરી કરી છે. અમુક વર્ષમાં આવી નુકસાની

કેટલા પ્રમાણમાં થાય છે તે જાણવા માટે તે વર્ષના વેપાર તેમજ નૂરના દરનો વિચાર રાખવો જોઇએ. પણ આ અતિ જ મંદીના વર્ષમાં પણ, જ્યારે નૂરના દર બહુ જ કમતી છે ત્યારે પણ, ફક્ત કિનારાના વેપારમાંથી પરદેશી વહાણવટીની કુલ આવક રૂા. ૭ કરોડથી ઓછી નહિ થઈ હોય. બેશક આ આખી રકમ કંઈ પરદેશી વહાણવટીનો ચોખ્ખો નફો નથી. પરંતુ કિનારા પરનો માલ લાવવા લઈ જવાના કામમાં તેમને જે એકહથ્થુ કારભાર મળે છે, તેટલા માત્રથી જ આપણે કહી શકીએ કે આપણા દેશમાં નીપજતી વાર્ષિક દોલતનો મોટો ભાગ આપણને આમ પરદેશીઓને આપી દેવો પડે છે, કારણ કે આપણી પાસે આપણા કિનારાનો જ વેપાર કરવા જેટલું આપણું પોતાનું વહાણવટું નથી. આવા સંજોગોમાં વહાણવટીને વેપારીઓ પર એટલી મોટી સત્તા મળે છે કે તે ધારે તે ઉદ્યોગનું ભલું કરે અને ધારે તેને મારી નાંખે,—માત્ર નૂરની જ ઊલટ-પાલટથી. અમુક ઉદ્યોગને ફતેહમંદ થવાનો સારો સંભવ હોય તેને બદલે તેનો નિશ્ચિતપણે નાશ કરી દેવાય. આપણે ત્યાં પરદેશી વહાણવટીઓએ એવી ઘણીએ યુક્તિઓ કરી રાખી છે કે જેથી પોતાની આ સ્થિતિનો તેઓ સંપૂર્ણ લાભ લઈ શકે. દાખલા તરીકે 'ડીફર્ડ' રિબેટ': એટલે કે જે વેપારી અમુક વહાણવટીનાં વહાણોમાં વર્ષો સુધી માલ ચડાવે, તેને નક્કી કરેલા નૂરમાંથી તે કંપની અમુક રકમ વટાવરૂપે પાછી આપે. પણ આ પાછી આપવાની રકમ એકદમ પાછી આપવાને બદલે, વહાણવટી પોતાના જ ચોપડામાં જમા કરતો જાય. અને જો આવા કોલકરાર દરમ્યાન વેપારી બીજા કોઈ પણ વહાણવટીના

વહાણમાં પોતાનો માલ મોકલાવે તો જમા થયેલી તમામ રકમ ફોક થાય. આથી હિંદી વહાણોમાં માલ ચડાવવા માગતા હોય તોપણ આટલો મોટો ભોગ આપ્યા વિના તેમનો મનોરથ સિદ્ધ થાય જ નહિ. એટલે કેવળ આર્થિક નજરે અને વેપારી દૃષ્ટિએ પણ, આપણે હવે આ દેશનું દેશી વહાણવટું ખીલવવાનો પ્રશ્ન પડતો મેલી શકીએ જ નહિ. ગમે તે ભોગે આપણે આપણું દેશી વહાણવટું સજીવન કરવું જોઈએ. અને એ નેમ બર લાવવાનું પહેલું પગથિયું તે આપણા કિનારાનો તમામ વેપાર, આપણા દેશી વહાણવટીઓની માલકીવાળાં અને દેશી ખલાસીની સેવાવાળાં વહાણોમાં જ ખાસ રાખવો જોઈએ.

આવાં પગલાં આપણે સૂચવીએ ત્યારે પરદેશી સ્વાર્થના હિમાયતીઓ તેની અનીતિ (?) સમજાવવા મહાભારત પ્રયાસ કરવા લાગે છે. તે લોકોનો મુખ્ય મુદ્દો એટલો જ કે જે તત્ત્વો જામી ગયાં હોય તેમનું ઉત્થાપન કરવું તે અનીતિ છે. એક બહુ જ ગંભીર પ્રસંગે, હિંદમાં ઘર કરી બેઠેલા પરદેશી વહાણવટીઓના શિરોમણિ લૉર્ડ ઇંચકેપ સાહેબે, જે હિંદીઓ આ ધંધામાં દાખલ થઈ તેનો એકહથ્થુ ઇજારો તોડવા પ્રયાસ કરે છે, તેમને "ચાંચિયા" નો ઇલકાબ આપ્યો હતો. એ નામવરના આવા ઉદ્ગારોનું મૂળ તથા તેની ન્યાયવિધિ સમજવાં સહેલ છે. લૉર્ડ ઇંચકેપ આ તેમના વાસ્તવિક ઇજારામાંથી જે લાભ મેળવે છે, તેને તે સાહેબ પ્રમાણિક ધંધાનો ધોરણસર નફો સમજે છે. એટલે એમને તો આવી જાતની કોઈ પણ તદબીર કે જેથી એમના ઇજારાને આજાર આવે તે ચાંચિયાકર્મ જેવું જ જણાય. એમનો ધંધો હિંદને તાબાન કરનાર અનર્થકારી

ખંજરો છે, અને તે દ્વારા હિંદી પ્રજાના પ્રાથમિક હક્કને આડે આવનાર બંધરૂપ છે, એટલું એ નામદાર જોઈ કે સમજી શકતા જ નથી. તેથી એમને પોતાનો મૂળ અન્યાય સમજાય નહિ અને માટે આપણે એ અન્યાય ફોક કરવા જે કંઈ કરીએ તે ગેરવ્યાજબી લાગે.

લૉર્ડ ઈંચકેપની મનોદશા અને તેમનો આવેશ કે ગુસ્સો તો આમ સમજાય. પરંતુ જેઓ પોતાને હિંદી હિતના હિમાયતી, ધુરંધર રક્ષક કહેવડાવે છે અને જેનો સર્વોત્તમ નમૂનો હિંદના સરસૂબામાં સમાયેલો છે, તેઓ પણ જ્યારે આ બાબતમાં, હિંદમાં ઘર કરી બેઠેલા પરદેશી તત્ત્વોની છચોક બાહેધરી કરે, ત્યારે તે સમજવું પણ મુશ્કેલ છે. દોઢ બે વર્ષ પર યુરોપીય વેપારીઓની સંયુક્ત પરિષદમાં એ નામદારની પધરામણી થઈ હતી. તે વેળાએ એ નામવરે એક જગજાહેર ભાષણમાં એવા ઉદ્ગારો કાઢયા હતા કે જેથી હિંદના સરહાકેમ ફક્ત તેમના જાતભાઈઓના જ હક્કના—પરદેશીઓના જ લાભના—હિમાયતી હોય એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. આ તાજેતરનો દાખલો છે તેથી તે સર્વ કોઈ હિંદી અભ્યાસકને યાદ હશે. એટલું ન્યાય ખાતર ઉમેરવું જોઈએ કે હિંદનો આ પરદેશી સરમુખત્યાર એ જ ભાષણમાં એટલું પણ કહી ચૂકયો હતો કે આપણો આશય આપણું પોતાનું વહાણવટું ખીલવવાનો છે તે પણ સર્વથા પ્રશંસનીય છે. પણ આ તો ઘા કરી તેના પર મલમપટા કરવા જેવું સમજવું. કિનારાનો વેપાર હિંદી વહાણવટીઓને હાથ કરવાની રાજનીતિ જે શ્રીયુત સારાભાઈના ખરડામાં દાખવી છે, તેને માટે લૉર્ડ ઈર્વીન કે એવો કોઈ પણ અંગ્રેજ હાકેમ ખરેખર સહાનુભૂત

હોઈ શકે જ નહિ. અને લૉર્ડ ઇર્વીનની દિલસોજીએ જ્યારે આ સંબંધે એવું રૂપ લીધું કે વિરોધી તત્ત્વોની એક પરિષદ ભરી તે દ્વારા આ ઝગડાનો અંત આણવો, ત્યારે તે નામદારની પણ ખાતરી થઈ ગઈ હોવી જોઈએ કે સ્વાર્થી પરદેશીઓ પોતાના સ્વાર્થના કોટનો એક પથ્થરમાત્ર પણ હઠાવવા માગતા નથીઃ બ્રિટિશ ધનિક વર્ગ હિંદના દ્રવ્યાપહારક સાધનોનો આજે જે ઇજારો લઇ બેઠો છે તેને તે કોઈ રીતે તોડવા માગતો નથી. તેમના આ નિશ્ચયને તેઓ અનેક નામે ઓળખાવે છે, પણ તે સૌનું રહસ્ય તો એક જ છે કે, ઘર કરી બેઠેલા પરદેશી અપહારક તત્ત્વને જરા પણ આજાર કરશો નહિ. નામ બદલાવો તેથી કાંઈ જાત કે ભાવ બદલાતો નથી.

ગયા જાન્યુઆરી માસમાં ઉપર જણાવેલી કિનારાના વેપારને લગતી પરિષદ દિલ્હીમાં મળી હતી. અને તેમાં બીજું કંઈ ન સર્યું તોપણ એટલું તો સિદ્ધ થયું કે, હિંદની વર્તમાન સરકાર કેવળ હિંદી પ્રજાના જ લાભ સદા શોધે છે તે દાવો સદંતર નાપાયાદાર છે. સરકારને શ્રીયુત સારાભાઈની યોજનામાં જે પરદેશી તત્ત્વનો બહિષ્કાર કરવાનો ભાસ લાગતો હતો તે બિલકુલ પસંદ નહોતો. પણ તે અલગ રાખી, હિંદી વહાણવટીઓ અને બ્રિટિશ વહાણવટીઓ વચ્ચે કંઈ સમજૂતી થાય તો તે કરાવવી, એવી એ પરિષદની નેમ હતી. આ સમજૂતીથી હિંદી પ્રજાના પ્રાથમિક હક્ક અને રીતસરના આશયોને બ્રિટિશ લોકોના જામી ગયેલા હક (?) સાથે મેળ ખવડાવવાની મકસદ હતી. પણ પરિષદમાં બ્રિટિશ તત્ત્વોના જે પ્રતિનિધિ હાજર થયા હતા તેમને કોઈ પણ જાતની સમજૂતી કરવાનો અધિકાર જ નહોતો !

અને અધિકાર વિના પણ તેઓ માત્ર એટલી જ હદ સુધી જવાની સૂચના લાવ્યા હતા કે હિંદી વહાણવટીઓ જો પોતાનો ધંધો હિંદી કિનારા પર વધારવા ચાહતા હોય તો તેમણે પરદેશી વહાણોમાંથી પ્રતિવર્ષ એક વહાણ ખરીદી લેવું! સો વહાણના કાફલામાંથી વર્ષે એક વહાણ આપણે ખરીદી લઈએ—ભાવ પણ મુકરર નહોતો કર્યો, પણ એમને ફાવે તે ભાવે—ત્યારે આ પરદેશી કંપનીઓના નોકરો તેમના મુખ્ય અધિકારીઓને ભલામણ કરે કે તેટલા પ્રમાણમાં તે કંપનીઓએ હિંદી વહાણવટીનો ધંધો મહેરબાનીની રાહે વધારવા દેવો! આટલી પણ સમજૂતી છેવટની કરી જવાની તેમને સત્તા નહોતી. તેઓ માત્ર આવી ભલામણ તેમના શેઠને કરે! ભલામણ મંજૂર રહેશે કે કેમ તે આ વાણોતરો કેમ કહી શકે? પરિષદના અહેવાલ પરથી જણાતું નથી કે આટલું કરવામાં પણ એ લોકો, વેપારનું જે પ્રમાણમાં તેમને નુકસાન થાય-નાશ થાય-તેટલા પૂરતો, બીજે કોઈ બહાને બદલો માગે કે નહિ? પણ પરદેશી સ્વાર્થી તત્ત્વોના સમજુ-પણાની, ઉદારતાની, તેમજ દીર્ઘદૃષ્ટિની આ પરિસીમા! અને એવા વર્ગને, આપણા હાકેમો હિંદી પ્રજાના ખરા હક્ક અને તેની વ્યાજબી માગણીનો પરિચય કરાવવા બિલકુલ પ્રયત્ન કરતા નથી.

મજકૂર પરિષદથી અનેક જાતનો ધડો લેવાનો છે. પરિષદ ભરાઈ તે કેવળ લોર્ડ ઇર્વીનની દિલસોજીથી અને તે નામદારની મહેતનથી. લૉર્ડ ઇર્વીન હિંદના હાકેમ છે અને બ્રિટિશ સમ્રાટના અહીં પ્રતિનિધિ સૂબા છે. તેમના વચનને માન આપવાની આ પરદેશીઓની તો ખાસ ફરજ છે. છતાં

તેમણે આ પરિષદમાં કોઈ પણ સંપૂર્ણ સત્તાધીશ અધિકારીને તેમના વતી સમજૂતી કરવા માટે મોકલાવેલ જ નહોતો. જે પરદેશી આવેલા તે સૌ વાણોતર, એટલે તેમના ધણી કે સરદાર જે તેમને "સ્વદેશ" રહે છે, તેને બંધન કરે એવી કોઈ પણ ગોઠવણ કરવાની તેમને સત્તા હોય જ ક્યાંથી? લૉર્ડ ઇર્વીને અને તેમના મંત્રીગણે આ અપમાન કેમ સાંખી લીધું તે હું કહી શકતો નથી; અને પરિષદમાં પધારેલા હિંદી પ્રતિનિધિઓએ પણ આવી ગોઠવણ કેમ માન્ય રાખી, તે પણ મને સમજાતું નથી. પરંતુ આ અનુભવ પછી લૉર્ડ ઇર્વીન અથવા તેના સહાયકો કે સલાહકારો હજુ પણ એમ કહે કે નિર્બાધ વેપારની પરદેશીઓના લાભ માટેની રાજનીતિ આ દેશના લાભ માટે છે,—અથવા તે અનુભવની ખરી મકસદ સમજવાની તેઓ ના પાડે,—તો તેમને માટે આપણે શું માનવું? ઉપર્યુક્ત સૂચના મંજૂર થાય તો તો આપણા કિનારાનો વેપાર પણ હાથ કરતાં આપણને એક સદી લાગે; તેટલા વાસ્તે આપણે થોભી રહેવું? અને એટલું થોભવાનું કબૂલ કરીએ તોપણ આપણે એ સૂચના અનુસાર દરેક જરીપુરાણું જહાજ ખરીદવું પડશે,—ઘણુંખરું તેની મૂળ કિંમતે; અને સાથેલાગી થતી વેપારની નુકસાની માટે ખાસ બદલો પરદેશીઓ માગે તે નફામાં. સરકાર ભૂલી જાય છે કે આ પરદેશીઓ જે આપણા વહાણવટીને ચાંચિયાની ઉપમા આજ આપે છે, તેઓ પોતે જ આપણો વેપાર પચાવી બેઠા છે. અને તે પણ પચાવવામાં તેમની પોતાની બહોશી કે સાલસાઈનું કારણ નથી, પણ સરકારના તેઓ જાતભાઈ હોવાથી આ જાતના લાભ તેમને સહજ સાંપડ્યા છે. મૂળ લાભ મેળવ્યા પછી તેને અખંડ જાળવવા માટે તેમણે

'ડોફર્ડ રિબેટ' જેવી તદબીર શોધી કાઢી છે, અને આવી જાળને આપણા કહેવાતા વાલી કે હિમાયતી—આપણી સરકાર—નીતિ-સરના હક ગણે છે. ત્યારે તેમનું પોતાનું ત્રાલીપણું ક્યાં ગયું ?

હિંદી સરકારના સલાહકારો પરદેશીઓ સાથે આમ સહાનુભૂત હોવાથી, તેમને આવી યોજના બર લાવવા માટે, ગાંધીજીની આ માગણી મંજૂર કરવામાં આવતી વ્યવહારુ મુશ્કેલીનો કાગનો વાઘ કરવો પડે છે. પણ તેમને માત્ર એટલો જ જવાબ આપવો બસ છે કે જ્યાં કામ કરવાની વૃત્તિ હોય ત્યાં સાધન એની મેળે મળી આવે. આ વિષયમાં, ખાસ કરીને, સરકારની હવે તો ખાતરી થઈ જ હોવી જોઈએ કે પરદેશી તત્ત્વો રજમાત્ર પણ દ્રવ્યાપહરણનો તેમનો પ્રયાસ કમી કરવા તૈયાર નથી. તો પછી આપણે પોતે જ ઇલાજ અજમાવવા બાકી રહ્યા. ગાંધીજીની આ માગણીની વસ્તુસ્થિતિ તપાસો; અને તેને અમલમાં મૂકવા માટે કમમાં કમ આપણે શું કરવું પડે ? આપણા કિનારાનો તમામ માલ લગભગ ૬ લાખ ટન જેટલો થવા જાય છે. આટલા માટે જો સરેરાશ ૬૦૦૦ ટનનાં વહાણો હોય તો આપણને તેવાં ૧૦૦ વહાણ બસ થાય. આજે વહાણબાંધણીના દર એવા છે કે આ તમામ કાફલો તૈયાર કરવાને રૂા. ૬ થી ૮ કરોડની રોકત બસ થાય. પણ નવાં વહાણ બાંધવાને બદલે દુનિયામાં જે બિનખપનાં વહાણ થઈ પડયાં છે તે ખરીદી લઈએ તો આપણું કામ ચાલે અને રોકત બહુ જ કમતી થાય. સરકાર અબજોની રેલવેમત્તાનો પોતે જ વહીવટ કરે છે અને તેને માટે જોઈતી મૂડી પ્રતિવર્ષે મેળવી લે છે. વહાણવટાના આટલા ખર્ચ માટે આવી સદ્ધર સરકાર આટલી નાની રકમ

ધારે તો ન ઊભી કરી શકે? મારી દૃષ્ટિએ તો, સરકાર જો ખરેખર આપણું હિત ચાહતી હોય તો આ માગણી અને પ્રજાનો આ ક્ષેત્રમાં આશય એ ટૂંકે સમયમાં સિદ્ધ કરી શકે. જે સ્વાર્થાંધ લોક સાથે આજ દાખલાદલીલથી સમજૂતી શોધવામાં વ્યર્થ વખત જાય છે, તેના કરતાં આવા ઉપાય લેવામાં ઓછો વખત જાય. સરકારને ખુદ પોતાનો માલ લાવવા લઈ જવાના કામ માટે આવા કાફલાની જરૂરિયાત છે; અને આવા કામનો અનુભવ પણ તેને તેના શાહી નૌકાબળના વહીવટથી સારી પેઠે છે. વળી આ ધંધો ધોરણસર અને સાધારણ થઈ ગયો છે, એટલે તેનો વહીવટ અતિ જ સરળ અને સહેલ છે. રેલવે કરતાં તો ખરેખર ઘણો જ વધારે સહેલ; એને માટે ખર્ચ અને રોકાણ પ્રમાણમાં નજીવાં; અને દેશની આંટ આબરૂ એટલી સદ્ધર છે કે આવા કામને તે સહજ પહોંચી વળે. આપણું આટલું વહાણવટાનું બળ પોતાનું થાય તો આર્થિક તેમ જ રાજકીય મોટી સેવા થઈ શકે, અને તે ઉપરાંત નફાનો સંભવ એટલો છે કે કમમાં કમ હિસાબે, તેમાંથી રોકત પૂરતું વ્યાજ તો અવશ્ય મળી આવે. અને જો કિનારાનો વેપાર સરકાર કોઈ પણ કારણે પોતાને હાથ રાખવા ન ચાહે, તો હિંદી સાહસ તે માટે પૂરતું છે, કે જેને આ કામ ચાલુ કરી વ્યાજબી રીતે સોંપી દેવાય. આ સૌ દલીલથી સ્પષ્ટ થાય છે કે, પહેલી નજરે આ માગણી ગમે તેવી લાગે—મહાત્માજીએ મૂકી છે તે સ્વરૂપમાં તે ગમે તેવી જણાય—તોપણ વિચાર કરતાં, અને ચારે ખૂણા તપાસતાં તો તે સૌથી સાદી, સરળ, સહેલી, વ્યવહારુ માગણી દેખાય છે, કે જેનો તત્ક્ષણ અમલ થઈ શકે અને જેમાંથી મોટો લાભ મેળવી શકાય.

# ૯

# રાજકીય બંદીવાનોનો છુટકારો

આપણે ચર્ચેલો આઠમો મુદ્દો જો દેખીતો—ફક્ત દેખીતો જ —અશક્ય લાગે, તો આ નવમો મુદ્દો દેખાવમાં તેટલો જ સહેલ અને, સરકાર અથવા સરસૂબો ધારે તો, તેને એકદમ અમલમાં મૂકી શકે એવો છે. જો સરકાર ખરેખર આ ચળવળનો સર્વમાન્ય, સંતોષકારક અંત આણવા માગતી હોય, આ હિલચાલનું ખરું હાર્દ સરકારી અમલદારો જોઈ શક્યા હોય, પ્રજાનાં સર્વોત્તમ સ્ત્રીપુરુષોએ આપેલા ભોગની કદર બૂજવા જેટલી તેમનામાં ઉદાર દૃષ્ટિ રહી હોય, તો આ માગણી મંજૂર કરવી બિલકુલ અયોગ્ય નથી. ફ્રેન્ચ લોકો કહે છે કે "સર્વ સમજે તે સર્વ માફ કરે." જો લૉર્ડ ઇર્વીન, આજની સરકારનો સરમુખત્યાર, માત્ર એટલું પણ સમજે કે જે હજારો લોકો આપણી રાષ્ટ્રીય માગણી બર લાવવા કેદમાં ગયા છે તેઓ પોતાના ચાલુ જીવનમાં અતિ જ ન્યાયપરાયણ, શાંતિમય જીવનવાળી વ્યક્તિઓ છે; જો તે માત્ર એટલું પણ જાણે કે આ લડત દરમ્યાન પણ, અતિ ભયંકર લાઠીમાર અને બીજી હાડમારીઓ છતાં, તેમણે શાંતિવ્રતનો ત્યાગ કર્યો નથી અને તેમના અનુયાયીને પણ એ જ વ્રત, એ જ ધર્મ, સદા સમજાવતા આવ્યા છે, અંગીકાર કરાવતા આવ્યા છે,—તો પછી આ સૌથી સહેલ માગણીનો સ્વીકાર કરવામાં એને કોણ અટકાવે છે ? કયો બાધ આવે છે ?

લૉર્ડ ઇર્વીન અને તેનો બ્રિટિશ ઉપરી માત્ર એટલું સમજે કે સત્યાગ્રહી લડતના આ સરદારો એવી ઉમદા પ્રેરણાથી પ્રેરાયા છે કે જેની કોઈ રીતે એક ખાનગી પ્રજાજન તરીકે અવજ્ઞા કરી શકાય નહિ, તો પછી તેમને બંદીવાન રાખી શકાય જ કેમ ? આ સત્તાધીશોને જાણવાની અગત્ય છે કે હિંદના આ નાયકો આજે પોતે ગુનેગારો ગણાવા છતાં વાસ્તવિકપણે તો શાંતિના મૂળ સ્તંભો છે, કે જેમની સહાયથી દેશમાં જે કોઈ અવ્યવસ્થાનાં તત્ત્વો હોય તેને દબાવી દેવાય છે. તેઓ પોતે સત્યાગ્રહી લડતને મોખરે છે, પણ તેમના હથિયારમાં તો ફક્ત સવિનય કાયદાભંગ. સબળાની સામે નબળો લડે, સરકાર સામે રૈયત લડે, ત્યારે આ જ એક હથિયાર સંભવે. અને તેમની આ લડતથી, તેમના આ ભોગથી, અરાજકતાનાં તત્ત્વો દબાઈ ગયાં છે. તમે ભલે કદાચ તેનો ઇનકાર કરો, પણ એ તત્ત્વો હસ્તીમાં નથી એમ તો ન જ કહેવાય. તેવાં તત્ત્વોના હિમાયતીઓ પણ આજે આ શાંતિમય લડતની પ્રગતિ જોઈ રહ્યા છે અને પોતાને પૂછી રહ્યા છે કે આથી હિંદની મુક્તિ મેળવી શકાશે કે? અને જો આ ભવાર્થ સરકારના હાકેમો સમજે તો જે હિત ખાતર તેઓ મથે છે તે જ હિતની જાળવણી ખાતર મહાત્માજીની આ માગણી તેમને મંજૂર કર્યા વિના છૂટકો નથી.

આ માગણીમાં મહાત્માજી શું માગે છે? એનો કદાચ અનર્થ થાય એટલે તે એમના પોતાના જ શબ્દોમાં કહીએ:

"સાધારણ ન્યાયની અદાલતમાં ખૂનના અથવા ખૂનમાં મદદ કરવાના ગુના માટે જેમને દોષિત ઠરાવવામાં આવ્યા હોય, તે સિવાયના સૌ રાજકીય કેદીઓને

બિનશરતે મુક્તિ આપવી; ચાલુ રાજકીય મુકર્દમા કે ફરિયાદો સૌ ખેંચી લેવાં; ફોજદારી કાયદામાંથી ૧૨૪ (અ) કલમ, તેમ જ ૧૮૧૮ નો કાયદો અને એવાં સૌ બીજાં દમનનીતિનાં સાધનો રદ કરવાં; અને દેશપાર થયેલા હિંદીઓને દેશમાં પુનઃ પધારવાની છૂટ આપવી."

પોતાના સ્વભાવ પ્રમાણે ગાંધીજી આ માગણીમાં પણ સૌમ્ય છે. ગુનાનો વિચાર કર્યા વિના તે બધાયે રાજદ્વારી કેદીઓની મુક્તિ માગતા નથી. પણ તેઓ વ્યાજબી અને મર્યાદિત માગણી કરે એટલાથી લૉર્ડ ઇર્વીને એમ સમજવાનું નથી કે આવા સમયમાં તમામ કેદીઓના છુટકારાની માગણીને અવ્યવહારુ કહી શકાય. ગાંધીજીની માગણીનો એવો તો અર્થ કરાય જ નહિ કે તેઓ આવા તકસીરવાર ઠરેલા તેમના દેશી ભાઈઓની દાઝ કરતા નથી. અને એમ પણ નથી કે આવા કેદીઓને ખરેખર અદલ ઇન્સાફ મળ્યો છે, એમ ગાંધીજી આ માગણીથી કબૂલ કરે છે. એ તો ફક્ત એમનો સ્વભાવ કેટલો મર્યાદાશીલ છે તે બતાવવા માટે છે, અને તે કારણસર તેમણે રાજકીય બંદીવાનોની મુક્તિ માગતાં પહેલાં વર્ગણી કરી છે. જે લોક પોતાના સમાન પ્રજાજનના જીવને જોખમકર્તા લાગે, તેમનો ઇલાયદો વર્ગ કરી, આ મુક્તિની માગણીથી તેમને હાલ તુરત બાતલ રાખ્યા છે. અને જે બંદીવાનો, મહાસભાના પ્રમુખ પેઠે, કોઈ પણ અન્યાયી કે અનીતિમાન અપરાધ કર્યા વિના, કેવળ સત્યાગ્રહની લડતમાં ભાગ લેવાને કારણે ગિરફતાર થયા છે તેમને માટે બિનશરતે મુક્તિ માગી છે. બળાત્કારના કોઈ પણ પ્રકાર સામે ગાંધીજીને કેવો અણગમો છે તેની સંગીન અને સચોટ સાબિતી

જોઈતી હોય, તો આથી બીજી કઈ આપી શકાય? આ વર્ગણી કરતાં તેમણે અપરાધી કે આરોપીના મૂળ આશય અથવા તેને કરવામાં આવેલી પજવણી અથવા બહાનાનો પણ વિચાર રાખ્યો નથી. પશુબળનો જરા પણ ઉપયોગ કરી, કોઈના પણ જાનને જોખમમાં નાંખવો તેની સામે મહાત્માજીને અણગમો; અને તેથી જ આ દ્વૈધીભાવ.

પણ જે રાજદ્વારી ગુનેગારોને આવા ગુના માટે અપરાધી ઠેરવવામાં આવ્યા હોય, અને આ મુક્તિમાંથી તેથી જેઓ બાકાત થતા હોય છે, તેમના એ અપરાધ ન્યાયની ચાલુ અદાલતોમાં રીતસર પુરવાર થયા હોવા જોઈએ. એવા અપરાધો કામચલાઉ અદાલતે મંજૂર કર્યા હોય અથવા ગમે તેવી પદ્ધતિએ પુરવાર કર્યા હોય,—બંને પ્રયોગો આવા વાતાવરણમાં હિંદી સરકાર જરાજરામાં અમલમાં મૂકે છે—તો તેવા બંદીવાનોને આ માગણી બાકાત કરતી નથી. આવા કેટલા દાખલા હશે કે જે ગાંધીજીની ઉપલી માગણીના અપવાદરૂપ થાય, તે તો કોઈ કહી શકે નહિ. પણ બંને બાજુએથી ગાંધીજીની આ માગણીની મર્યાદા સમજવાની આવશ્યકતા છે.

બંદીવાનની મુક્તિના સંબંધમાં જે નાયક આમ મર્યાદશીલ રહ્યો છે, તે કુદરતી રીતે જ દમનનીતિનાં સાધનરૂપ કાયદા અને હુકમો રદ કરવાની માગણીમાં જેટલો અડગ તેટલો જ સ્પષ્ટ છે. એ સૌને તો તત્ક્ષણ અને સર્વથા નાબૂદ કરવાં જોઈએ. સરકાર ખરેખર હૃદયપલટો થયો જણાવવા ચાહતી હોય, તો આ વિવેકભરી અને મર્યાદિત માગણી સંપૂર્ણતાએ મંજૂર કર્યા વિના એને માર્ગ નથી. આમાં મનમાં આંટી રાખવાને કે કાયદાની બારીકી શોધવાને

સ્થાન નથી. ગાંધીજીએ જ્યારે આ માગણી ઘડી રજૂ કરી ત્યારે તેમને દમનનીતિનાં નવાં ઘડાતાં સાધનોની માહિતી નહોતી. પણ આજે જો તેઓ આ શરતો પુનઃ રજૂ કરતા હોય તો વર્તમાનપત્રો પર અંકુશરૂપ નવા જોહુકમી કાયદાને પણ તેમના ખરડામાં જરૂર સ્થાન મળત. ગાંધીજીએ પોતે તો આ પત્રકારો સામેના જોહુકમી કાયદાને કેવો ઉત્તર આપવો તે સ્પષ્ટ જણાવી દીધું છે. અને હિંદી પત્રકાર વર્ગે આ ડરામણીનો યોગ્ય ઉત્તર આપવા માંડ્યો છે. લૉર્ડ ઇર્વીનની સરકારે આ માર્ગે નીપજતી પ્રજાની કેળવણી અટકાવવા માટે અસાધારણ માર્ગ પકડી અસામાન્ય કાયદો કર્યો—હુકમ કાઢ્યો—એ જ માત્ર બતાવે છે કે તેમને આ સંબંધમાં પોતાની હાર કબૂલ કરવી પડી છે. તેમણે હવે પોતાનું બળ અજમાવ્યું છે. હવે એટલાથી જ સંતોષ માને તો શું ન ચાલે? હિંદી પ્રજાનાયકો આપખુદ સરકાર દમનનીતિ ચલાવતાં કેવાં કેવાં હથિયારો ઘડી કાઢે તેથી બિનવાકેફગાર નથી. અને તેથી લૉર્ડ ઇર્વીનને કે હિંદી પ્રધાનને જો આ હથિયારો સામે યથાયોગ્ય ઉત્તર આપવા હિંદી પ્રજાનાયકો સજ્જ દેખાય, તોપણ તેનાથી વિસ્મય પામવાનું ન હોય.

પણ અનહદ સત્તાથી ઉન્મત્ત બનેલા કોઈ પણ આસામીને તેમ જ હિંદી સરકારના સરમુખત્યાર હાકેમોને મહાભારતની એક કથાનો સાર સમજાવવાની જરૂર છે. પાંડવ અને કૌરવોના ભાઈ ભાઈના આંતરિક વિગ્રહની આખરે કૌરવશિરોમણિએ પોતાના સેનાપતિ કર્ણને તેની દૈવી સાંગ ઘટોત્કચ સામે વાપરવા ફરમાશ કરી. એ સાંગની એવી ખુમારી હતી કે તે ફક્ત એક જ શત્રુનો સંહાર કરે. દૈત્ય ઘટોત્કચ કૌરવદળમાં ત્રાસ વર્તાવતો

હતો, પણ તેથી કંઈ સંગ્રામનો અંત આવવાનો નહોતો. સેનાધ્યક્ષ કર્ણનો ખ્યાલ તો એ સાંગ તેના પોતાના વીર શત્રુ અર્જુન સામે અજમાવવાનો હતો, કે જેથી એક જ ઘાએ કૌરવોની જીત કરી શકાય. પણ રાજાની આજ્ઞા માનવી જ જોઈએ. સાંગનો ઘા કર્યો અને દૈત્યનો અંત આણ્યો, પણ પરિણામ ભયંકર થયું. કર્ણ પાસે બીજું આયુધ એવું એક પણ નહોતું કે જેથી તે અર્જુનના પ્રાણ લે અને શરપાતનો પ્રતિકાર કરી શકે: અને તેથી કૌરવદળ મહાત થયું.

હિંદી સરકાર દમનનીતિનાં તેમનાં સૌ આયુધો વાપરી નાંખવા માગે છે? મહાત્માજીની વિશ્વવિખ્યાત પ્રામાણિકતાથી જે અરાજક તત્ત્વો આજ દબાઈ બેઠાં છે, તેમને તેઓ શું આખરે જવાળામુખીની જેમ ફાટી નીકળવાનું ઉત્તેજન આપવા ઇચ્છે છે? અથવા એ તત્ત્વો ફાટી નીકળે તેવા ભયનો સરકારે સંપૂર્ણ ખ્યાલ કર્યો છે? સરકાર જો શાંતિમય, નિયમાનુસાર ચાલતા, વિવેકશીલ વર્તમાનપત્રને મોંએ ડૂચો મારશે, તો પછી તે ગામગપ નામના દૈત્યનો પ્રચાર કેમ અટકાવી શકશે? સરકારના સર્વોત્તમ રક્ષકસમાન મહાત્માજી વા જવાહરલાલજીને તે કારાગ્રહવાસ કરાવે; અથવા વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓ સ્વયંસેવકો બની સત્યાગ્રહની લડત લડવા જાય ત્યારે તેમને લાઠીમારથી વધાવી લે; અથવા બીજા અનેક પૂજનીય, માનનીય પ્રજાજનો પર અનેક સ્થળે અવર્ણનીય અત્યાચારો કરે; તો પછી તે જવાળામુખી જેવાં તત્ત્વો, કે જે સળગી ઊઠતાં સમાજનો પાયો પણ હચમચી જશે, તે ફાટી નીકળશે ત્યારે કયા ઇલાજ લેશે? શું સરકારની એવી ઇચ્છા છે કે તેમની દમનનીતિથી પ્રજાની નિરપવાદ ખાતરી

થઈ જાય કે આ સરકાર પ્રજાને દાબી દેવાના પ્રયાસમાં કોઈ પણ અધમ પગલું લેતાં અટકશે નહિ, કોઈ પણ અન્યાય કે અનીતિ કરતાં અચકાશે નહિ? હિંદમાં અવશેષ રહેલો પણ દુનિયામાં ઊભરાતો, હજુ પણ સરકારમાં વિશ્વાસ રાખનાર જે વર્ગ છે, તેની પણ શું તે પ્રતીતિ કરાવવા ચાહે છે, કે આ સરકારને પોતાના જ કરેલા કાયદા પ્રતિ માન નથી? અને તે પોતાના ફોજદારી ગુનાઓની તપાસને લગતી વિધિનો કાયદો, અથવા નગરરક્ષકોના હક કે જવાબદારીનો કાયદો, કે ખુદ મીઠાનો કાયદો પોતે જ ભંગ કરવા માગે છે? આ સૌ કાયદાનો સરકાર પક્ષે સત્યાગ્રહ સામેની લડાઈમાં જે અમલ કર્યો છે તેનો તો આ ફકત એક જ અર્થ નીકળે છે.

મૂળ પ્રશ્ન મુક્તિ આપવી કે નહિ તેટલો જ નથી. મૂળ સવાલ પોલીસના અત્યાચાર થવા દેવા કે પોલીસને કાયદાની મર્યાદામાં રાખવી, તે પણ નથી. પ્રાથમિક સવાલ તો આથી બહુ જ વધારે ગંભીર અને ઊંડો છે. આપણા સમાજનું બંધારણ અને પાયો સદા પ્રજામાં સન્માનિત રહે એમ આપણે ઇચ્છીએ છીએ કે નહિ? અને તે નહિ, તો શું એમ ઇચ્છા છે કે વર્તમાન ચક્ર કરોડો હિંદીઓને એટલું અપ્રિય બનાવી દેવું કે જેથી તેમની નજરે આ સિવાય બીજું કોઈ પણ ચક્ર આથી વધારે ખરાબ ન કલ્પી શકાય? મહાત્માજીએ નવમી માગણી કરીને હિંદી પ્રજાની આ લડત દરમ્યાન હિંદી હાકેમને એવી તક આપી છે કે જે દ્વારા તે સર્વોત્તમ મિત્રાચારીભરી સંજ્ઞા કરી શકે. હવે જવાબદારી સરકારને શિર રહી છે. તે જો આટલી પણ વિવેકમય, મર્યાદશીલ માગણી મંજૂર નહિ રાખે તો પછી શાંતિમય, કાયદા-

પરાયણ હિંદી પ્રજાને નિરાશાની પરિસીમાએ પહોંચાડવામાં આવશે; અને તેનાં આખરનાં પરિણામ શાંતિ અને સનિયમ જીવનનો કોઈ પણ ભક્ત કલ્પતાં પણ ત્રાસી ઊઠે. ભવિષ્યની આગાહી સરકારે વર્તમાન બનાવોમાં શોધવી જોઈએ. અરાજકતાનાં તત્ત્વોને હજુ પણ કબજે રાખ્યાં છે; દાબી રાખ્યાં છે,– પોલીસના લાઠીપ્રહારથી નહિ, પરંતુ સત્યાગ્રહ યુદ્ધના સેનાધ્યક્ષોની અનન્ય દેશભક્તિ અને ન્યાયબુદ્ધિના પરિણામે. અને જ્યાં સુધી આ કબજો રહ્યો છે ત્યાં સુધીમાં સરકારે વસ્તુસ્થિતિ વિચારવાની છે. જે શબ્દોમાં આ માગણી ગાંધીજીએ કરી છે તેને સરકારે આ વસ્તુસ્થિતિના આવરણરૂપ સમજી, તેનું હાર્દ અને આશય સમજવાં જોઈએ, કે જેથી વર્તમાન સમાજરચનાને નવું જીવન મળે; અને તે રચનામાં ધનિક વર્ગની અનહદ લોભવૃત્તિથી આજે જે શોષક પ્રકાર ચાલુ છે, તેમાં સહેજ મંદી થાય, અને સમાજરચનામાં કંઈક માનુષી તત્ત્વ વધારે પ્રમાણમાં દાખલ થાય.

હિંદમાં જે બ્રિટિશ શાસન પ્રવર્તે છે, તે અનેકવાર તેના હિમાયતીઓએ કેવળ હિંદ અને હિંદીઓના હિતમાં છે એમ જણાવ્યું છે. આ દાવો જો ખરો હોય, તો આ માગણી તેની કસોટીરૂપ છે. ગાંધીજીની સર્વ માગણીઓ મંજૂર કરવાથી ધારો કે બ્રિટિશ સત્તા હિંદમાં જરા મંદ પડે; તોપણ આ વિસ્તીર્ણ અને પુરાતન પ્રજાના નૈતિક તેમ જ આર્થિક જીવનનો પુનર્ભાવ થવાથી દુનિયા તમામને જે લાભ સંભવે છે, તેથી શું દુનિયાના એક નાના ખૂણાને કંઈક ખોટ ખાવી પડે તેનો બદલો નહિ વળી જાય? અને આ ખોટ પણ શાની? ફક્ત સત્તાનો મદ કમી થવાની, સામ્રાજ્યનો દોરદમામ ઓછો થવાની! બ્રિટન દાવો

કરે છે કે તેના અમલ તળે હિંદ પાશ્ચાત્ય ઉદ્યોગપદ્ધતિના રસ્તા પર ચડવા પામ્યું છે; અને એને પરિણામે તેમાં વધારે ન્યાયી સમાજરચના જન્મવા પામશે. આ દાવો પણ ખરો હોય, અને બ્રિટિશ લોકો હજુ પણ તેમના પોતાના ઇતિહાસનાં મહા પરાક્રમોથી મગરૂર હોય, તો તેમણે હિંદદેવી માટે સ્વતંત્રતાનું મંદિર બાંધવામાં સહાય કરવી જોઈએ,–વિઘ્ન નાંખવાં નહિ જોઈએ. અને એ સહાય મહાત્માજીની તમામ માગણીઓ સ્વીકારવા કરતાં બીજે કયે રસ્તે વધારે સંગીન રીતે આપી શકાય?

## ૧૦

## છૂપી પોલીસનાં કારસ્તાન બંધકરો

છેવટના બે મુદ્દા નાનકડા છે. બેશક, ચાલુ વહીવટમાં એ બંને માર્ગે ઉત્તમોત્તમ હિંદીઓને ઘણી જ હાડમારી ભોગવવી પડી છે. હિંદની સર્વોપરી ધારાસભાના પ્રથમ ચૂંટાયેલા અધ્યક્ષે ના૦ સરસૂબાને રાજીનામું મોકલતી વેળા જે પત્ર લખ્યો હતો તેમાં રાજદ્વારી ગુનાની નિંદ્ય રીતે તપાસ કરતી છૂપી પોલીસનાં કારસ્તાનનો સહેજ ઉલ્લેખ દેખાય છે. ગયા જમાનાના હિંદી પ્રજાનાયકોમાં અગ્રણી, તેમ જ અતિ જ વિવેકી અને મર્યાદશીલ, ખુદ ગોખલે મહારાજને આ ખાતાની સર્વત્ર અનિચ્છનીય હિલચાલ માટે અનેક વાર ફરિયાદ કરવી પડી હતી. આવું ખાતું સરકારને આજે નિભાવવું પડે છે, કારણ તે પ્રજાના વિશ્વાસ કે શ્રદ્ધા પર રચાયેલ નથી. યુરોપીય લેખકો, જેમણે હિંદી રાજવહીવટનો અભ્યાસ કર્યો હશે, તેમને પણ નોંધ લેવાની ફરજ પડી છે કે આપ-

ખુદ સત્તાને આવાં ખાતાં શા માટે રાખવાં પડે છે; અને તેવા લેખકોએ એમ પણ જણાવ્યું છે કે સરકારના સર્વોત્તમ અમલદારો પણ આ ચળવળના અનેકવાર ભોગ બન્યા વિના રહ્યા નથી—એટલી હદ સુધી કે ઘણીવાર આ ખાતાને પોતાનું અસ્તિત્વ જાળવવા માટે બચાવ કરવો પણ ભારે પડે છે.

જ્યારે શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ જેવા પ્રતિષ્ઠિત હિંદીને આવા સરકારી સરંજામ સામે ફરિયાદ કરવી પડે; જ્યારે મહાત્મા ગાંધીજી જેવા સહિષ્ણુ હિંદીને દેશની અલ્પતમ રાષ્ટ્રીય માગણીમાં આ ખાતાને નાબૂદ કરવાના મુદ્દાને ખાસ સ્થાન આપવું પડે, ત્યારે આપણે માનવાની ફરજ પડે છે, કે આવી માગણીમાં કંઈક સંગીન કારણ—અણગમા ઉપરાંત, ખમેલી હાડમારીના સ્મરણ ઉપરાંત,—હોવું જોઈએ. સ્વરાજસંપન્ન હિંદમાં પણ અપરાધ માત્રનો એકદમ નાશ નહિ થઈ જાય, અને તેથી અપરાધી શોધવા માટે અમુક સરંજામ તો સ્વરાજ સરકારને પણ રાખવો જોઇશે, એ બિનતકરારી વાત છે. પણ હિંદી નાયકો અને બુદ્ધિમાન વર્ગ જે વાત કદીયે ભૂલનાર નથી અને માફ કરનાર નથી, તે એ કે અપરાધશોધક પોલીસખાતાનો રાજકીય વિભાગ આજે ખરેખરા અપરાધ શોધવા નથી વપરાતો, પણ નામના કે કાલ્પનિક અપરાધો ઉપજાવવામાં તેનો ઉપયોગ થાય છે, એમ પ્રજાની માન્યતા છે અથવા એવો તેમને શક છે. પોલીસ ખાતાનો એ સિદ્ધાંત લાગે છે કે દરેક આસામીને, જ્યાં સુધી તે પોલીસ અમલદારની નજરે ખાતરીસર નિર્દોષ પુરવાર થાય નહિ, ત્યાં સુધી ગુનેગાર માનવો. આ સિદ્ધાંત ન્યાયતત્ત્વથી વિપરીત છે. કારણ ખુદ બ્રિટનના ન્યાયમૂર્તિઓએ પ્રવર્તાવેલા

ન્યાયશાસ્ત્રમાં તો એમ કહ્યું છે કે દરેક આરોપીને પણ, જ્યાં સુધી તે ન્યાયની નજરે રીતસર ગુનેગાર સાબિત ના થાય, ત્યાં સુધી નિર્દોષ માનવો. આવા વિપરીત સિદ્ધાંતને લીધે, આ ખાતાની કાર્યવાહી એવી રીતે કરવામાં આવી છે કે જેથી હિંદની તમામ જાહેર વ્યક્તિની નજરે તે અળખામણું બને. હિંદમાં રાજદ્વારી ગુનાનો આજ લગીનો ઇતિહાસ નાનો કે બોધ વિનાનો નથી.

રાજદ્વારી વિભાગના પોલીસખાતા માટે પ્રજામાં સંદેહ—વહેમ—ઘર ઘાલી બેઠો છે. તે એટલી હદ સુધી કે હિંદમાં એક પણ એવો પ્રજાનાયક નહિ હોય, એક પણ એવી જાહેર વ્યક્તિ નહિ હોય, કે જે આ ખાતાના ધ્યાનથી બહાર હશે. પ્રજાકીય દરેક કાર્યથી,—પછી તે ગમે તેટલું નિર્દોષ હોય—સરકારને હાનિ થવાનો સંભવ છે એમ આ ખાતું અગાઉથી જ માની લે છે, અને એટલે જ એનાં કામોથી કાયદાના જેને સરકારે નીમેલા રક્ષકો છે, તે વાસ્તવિક રીતે તો તેના—અક્ષરશઃ નહિ તો અર્થતઃ—દુશ્મન બને છે. ખુદ બ્રિટનમાં તાજેતરમાં જ પોલીસ રીતભાતના એવા દાખલા બનવા પામ્યા છે કે જેથી બ્રિટિશ લોકોની પોતાના દેશમાં જ, પોલીસની સત્તા અને તેથી થતા પ્રજાજનની છૂટ કે હકના ભંગ સંબંધમાં, આંખ ઊઘડવા પામી છે; અને તેથી પણ આપણને આશા રાખવાનું કારણ મળે છે કે લૉર્ડ ઇર્વીન અને તેના સલાહકારો મહાત્માજીની આ માગણીને ગેરવ્યાજબી, અન્યાયી, કે અવ્યવહારુ નહિ માને.

દલીલ ખાતર એમ માનીએ કે રાજદ્વારી વિભાગની છૂપી પોલીસનું આ ખાતું રાખવું જ પડશે; તોપણ તેનો જેવો સ્વચ્છંદી વહીવટ આજે થાય છે તેવો તો પ્રજા કદીયે કબૂલ નહિ કરે.

જ્યાં સુધી કાયદા અને શાંતિ જાળવવાનાં સાધનો એવા અધિકારીની હકૂમત તળે રહે કે જે પ્રજાના ધારાસભામાં એકત્ર થયેલા પ્રતિનિધિઓને બિલકુલ જવાબદાર ન હોય, ત્યાં સુધી હિંદમાં ખરું સ્વરાજ આવ્યું કહેવાય જ નહિ. આજે તો હિંદના અનેક પ્રાંતિક રાજકારભારમાં તેમ જ હિંદી સરકારમાં, સ્વદેશખાતાના પ્રધાનો પોલીસ ખાતાનો વહીવટ કરે છે; અને તે પ્રધાનો આ વહીવટ માટે પ્રજાના પ્રતિનિધિઓ સમક્ષ બિલકુલ જવાબદાર નથી. જ્યાં સુધી આ પરિસ્થિતિ જારી રહે ત્યાં સુધી સ્વરાજ આવ્યું કહેવાય જ કેમ?

આ વિષયમાં જરા ઊંડો વિચાર કરો. પોલીસ ખાતાના ચાલુ કામકાજ અને વહીવટને પ્રજાના પ્રાથમિક હક અને અંગત સ્વાતંત્ર્યને અતલગનો સંબંધ રહે છે. આ પ્રાથમિક હકો અને અંગત સ્વાતંત્ર્ય આધુનિક સુધરેલા રાજબંધારણમાં મૂળથી જ ચોક્કસ કરી દીધેલાં હોય છે; અને તેમાં એવા ધારાધોરણના નિયમો દાખલ કરી દીધા હોય છે કે જેથી એ હકોને લેશમાત્ર બાધા સામાન્યતઃ આવે જ નહિ. હિંદમાં આ સંબંધમાં સૌ વિપરીત દેખાય છે. હિંદી સરકાર પ્રજાકીય નથી, એટલે તે પ્રજાને જવાબદાર નથી. તેના અમલદારો, બધા નહિ તો મોટે ભાગે, પરદેશી હોય છે. ઉપરાંત અંગત સ્વાતંત્ર્યના પ્રજાજનના હકો પણ આપણા રાજબંધારણમાં બહુ ચોકકસપણે દાખલ કરવામાં આવ્યા નથી; બલ્કે તેનું હજુ તેમાં નામનિશાન પણ નથી. તેથી હિંદમાં પોલીસને ચાલુ વહીવટ અને વ્યવહારમાં પણ બીજા દેશમાં તેમને હોય છે તેથી વધારે છૂટો હાથ અને બહોળી સત્તા આપવામાં આવી છે. અને તેમાંય આજની અસાધારણ અને અતિ ગૂંચવાયેલી રાજદ્વારી

સ્થિતિમાં તો પોલીસકારભાર પર—અને તેમાં પણ ખાસ કરીને ગુના શોધનાર ખાતાના રાજદ્વારી વિભાગ પર—પ્રજાકીય જાપતાની અત્યંત જરૂર દેખાય છે. એટલે જો પ્રજારક્ષણને બહાને, આજના હાકેમો મહાત્માજીએ કરેલી આ વિભાગની સર્વથા નાબૂદીની માગણી મંજૂર ન રાખે, તોપણ આટલું તો અવસ્ય તેમણે કરવું જ જોઈએ કે જેથી પોલીસખાતું પ્રજાકીય જવાબદારી હેઠળ આવે. હિંદી નોકરશાહીને તો પ્રજાને જે થોડીઘણી છૂટછાટ કે અંગત સ્વાતંત્ર્ય જેવું છે, તે પણ ગમે તેવે બહાને તોડી પાડવાની સાધારણ ટેવ છે; અને તેમની એ ટેવ આજનું ચાલુ રાજતંત્ર વધારે સંગીન બનાવે છે. આથી કરીને પોલીસખાતા પર જો પ્રજાકીય જવાબદારી બેસાડવામાં આવે, તો તેની વાસ્તવિક નહિ તો માનસિક અસર એવી ઊંડી અને સંગીન થશે, કે જેની કિંમત જ આંકી ન શકાય. મારી પોતાની દૃષ્ટિએ તો એમ કહેવું પડે છે કે, આજના વાતાવરણમાં, જે હિંદીઓ સરકારના માનીતા થઈ ઉત્તમ હોદ્દાઓ પર બિરાજે છે તેમની મનોદશા જોતાં, સ્વદેશખાતું અને તેના તાબાનું પોલીસખાતું હિંદીઓના હાથમાં હોય કે પરદેશી મંત્રીના હાથમાં હોય તેમાં પ્રજાના હકની નજરે બહુ મોટો ફેર પડવાનો નથી. જો કે એમ બને ખરું કે એક હિંદી સ્વદેશખાતાનો વડો છે એટલા માત્રથી જ જે અત્યાચારો ધોલેરા, વીરમગામ કે મુંબઈમાં પોલીસ અમલદારોએ કરેલા કહેવાય છે, તે કરતા તેઓ અટકી જાય.

ખરો ઉપાય તો માત્ર અધિકારીનો રંગ બદલાવવામાં નહિ પણ રાજવહીવટના મૂળ સિદ્ધાંતો બદલવામાં સમાય છે.

સ્વદેશખાતાનો પ્રધાન—શાંતિ જાળવવાનાં અને રક્ષણ આપવાનાં સાધનનો ઉપરી—હવે પ્રજાના પ્રતિનિધિઓ સમક્ષ બિનજવાબદાર રહી શકે જ નહિ. જો સરકાર—રાજશાસન—પ્રજાની સંમતિ પર રચાય અને પ્રજાના ભલા ખાતર ચલાવાય, તો રાષ્ટ્રીય ખાતાંનો એક પણ વડો પ્રજાના પ્રતિનિધિઓને સદંતર બિનજવાબદાર રહી શકે જ નહિ. હું એમ કહેતો જ નથી અને ગાંધીજી પણ એમ જણાવતા નથી કે આપણા રાજવહીવટમાં આવો મૌલિક ફેર કરવામાં આવે તો અન્યાય અને અત્યાચાર સમૂળા નીકળી જશે. પણ એટલું ચોક્કસ કહી શકાય કે જો ઉપર જણાવેલા મૌલિક ફેરફાર કરવામાં આવે તો આવા અન્યાય કે અત્યાચારના ઇલાજો આજ સાંપડે છે તેના કરતાં વધારે સુગમપણે સાંપડે.

રાજવહીવટના પ્રત્યેક ખાતા પર પ્રજાકીય કાબૂ અને જવાબદારી જેને સંસ્થાની સ્વરાજનું રાજબંધારણ કહે છે તેમાં આપોઆપ આવે છે, સંસ્થાની સ્વરાજનો અર્થ પ્રચલિતપણે અંગ્રેજી ભાષામાં કરાય છે તે મુજબ તેમ જ બ્રિટિશ મહા સંસ્થાનોમાં વાસ્તવિકપણે તેનો અમલ થાય છે તે મુજબ કરીએ તો. આવા સ્વરાજની માગણી અતિ જ સરલ છે. પરંતુ જ્યારે ગાંધીજીએ જોઈ લીધું કે આજના સત્તાધીશો મધ્યમતાની વાત નહિ જ માને, ત્યારે તેમણે સંપૂર્ણ સ્વરાજની લડત આદરી. પરંતુ એ લડતનો પ્રારંભ કરતા પહેલાં ગાંધીજીએ નામદાર સરસૂબા પર છેવટની વિષ્ટિ તરીકે આ માગણીપત્ર લખી પેશ કર્યો તે પરથી માલૂમ પડે છે કે હજુ પણ એ કેટલા મર્યાદશીલ અને સાચા રાજનીતિજ્ઞ પુરુષ છે. આવી લડતનાં પરિણામો એમણે તે જ

દિવસે પ્રત્યક્ષ કર્યાં હશે, કે જે આજ લગી પણ લૉર્ડ ઇર્વીન અને તેના સલાહકારો સમજ્યા હોય એમ દેખાતું નથી. અને માટે જ તેમણે છેવટની માગણી કરી ! પણ એ તો આંધા આગળ આરસી ધરી લાગે છે ! અને એમ જો ન હોય તો શું બ્રિટિશ રાજબુદ્ધિની સાચી શાસનદેવી આખરે જાગી ઊઠી છે અને તેમને સદ્બુદ્ધિ સુઝાડે છે ? શું લૉર્ડ નૉર્થ નામના બ્રિટિશ પ્રધાને ૧૮મી સદીમાં અમેરિકન સંસ્થાનો ખોયાં તેની યાદ સતેજ થઈ છે કે જેથી આજનું પ્રધાનમંડળ સાવચેત બની દમનનીતિનાં પૂર સામે બંધ બાંધે, અને લૉર્ડ ઇર્વીન અને તેના સલાહકારો જે અક્ષમ્ય ભૂલ કરતા જાય છે તેને તેવી ભૂલો કરતાં અટકાવે ? શું તેમને ઇતિહાસના પાઠ સમજાવા લાગ્યા છે અને ન્યાયબુદ્ધિ પુનઃ પ્રદીપ્ત થઈ છે, કે જેથી ગાંધીજીએ મુદ્દામાં કરેલી આપણી અલ્પતમ રાષ્ટ્રીય માગણીનો ઉત્તર વધારે સભ્ય, વધારે સમજુ, એક રાજપુરુષને વધારે છાજતો, અને વધારે વિવેકસર અપાય, અને વાઇસરૉય સાહેબના ખાનગી મંત્રીએ આપણા ઇતિહાસમાંની આ કટોકટીની ક્ષણે આપેલા ટૂંક ઉત્તર જેવો ન અપાય ?

## ૧૧

## હથિયારબંધીનો કાયદો

હિંદી પ્રજા તરફથી મહાત્માજીએ કરેલી માગણીમાં છેલ્લો મુદ્દો હિંદની બ્રિટિશ રાજનીતિ પર કલંકરૂપ હથિયારબંધીના કાયદા સંબંધી છે. ૧૮૫૭ ના વિગ્રહ પછીથી બ્રિટિશ સરકાર ભયભીત થઈ ગઈ લાગે છે; અને તેથી પોતાની સલામતી

જાળવવા માટે તેણે જે પગલાં લીધાં છે તેમાં હથિયારની મનાઈનો કાયદો મુખ્ય છે. મિ. એડવર્ડ ટોમ્પસન નામના અંગ્રેજ લેખકે "ધી અધર સાઇડ ઑફ ધી મેડલ" નામના પુસ્તકમાં એ વિગ્રહ પછી પ્રભવેલી પદ્ધતિપૂર્વક ત્રાસજનક રાજનીતિ માટે ઘણુંયે લખ્યું છે. આ રાજનીતિ અનુસાર હિંદના તે સમયના કહેવાતા અતિ ધર્મચુસ્ત હાકેમોએ હિંદમાં એટલો ત્રાસ પ્રવર્તાવ્યો, કે જેથી તેમની ધારણા પ્રમાણે હિંદીઓ હમેશને માટે તેમના દેવદત્ત રાજકર્તાઓ સામે માથું જ ન ઉપાડે. અને માટે જ તેમણે આ હથિયારબંધીનો કાયદો કરી રશિયા સિવાયના યુરોપ આખા કરતાં પણ મોટી સંખ્યાની પ્રજાને સર્વથા નિઃશસ્ત્ર બનાવી દીધી.

આવી રીતે પ્રજાને ફરજિયાત નિઃશસ્ત્ર બનાવવાની રાજનીતિનાં પરિણામ કેવાં થયાં છે? તદ્દન સહેલી રીતે હિંદી પ્રજા સમૂળી નામર્દ બની ગઈ છે. બ્રિટિશ હકૂમતના હિમાયતીઓ તો, અલબત, ટાણે કે કટાણે સદા એમ જ કહેતા આવ્યા છે કે હિંદમાંનું બ્રિટિશ રાજ કેવળ હિંદીઓના ભલા માટે જ છે. જે લોકો કંઈ નથી સમજતા તેમને એવું સમજાવવા આવા હિમાયતીઓ સદા મથે છે કે બ્રિટિશ શાસને હિંદમાં સર્વત્ર શાંતિ ફેલાવી પ્રગતિસાધના સહેલી કરી છે. અને આ વાતની અનેકધા પુનરુક્તિ કરી એ લોકો દુનિયા તમામને મનાવવા માગે છે કે, હિંદમાંથી આજે પણ જો બ્રિટિશ શાસન ઉઠાવી લેવામાં આવે, તો હિંદમાં સૌ અરાજકતાના ભોગ બની બેસે અને એક ભાઈ બીજા ભાઈનું ગળું કાપવા ધસે. પણ જ્યારે આ લોકો આ ઢગલાબંધ જૂઠાણાં જાહેર કરે છે, અને

એક આખી મૂક પ્રજાને આમ બદનામી આપે છે, ત્યારે તેમને કદી ક્ષણભર વિચાર પણ નથી આવતો કે હિંદના હાથમાં જીવલેણ એક પણ હથિયાર તેમણે રહેવા જ નથી દીધું ! આપણે તો આજ પરવાના વિના એક તલવાર પણ રાખી શકતા નથી, તો પછી આપણે પરદેશી સત્તા આપણા દેશમાંથી દૂર જાય તેટલા માત્રથી એકબીજાનું ગળું કાપવા કેમ ધસી શકવાના ? આપણે આજે આપણું પોતાનું કે આપણાં બાલબચ્ચાંનું, ચોર, લુંટારા કે રાની પશુ સામે બચાવ કરવા પણ શસ્ત્રહીન છીએ. તો પછી આપણે અઢારમી સદીની અરાજકતા કે જેને પરિણામે થયેલા આપસના વેરને લીધે બ્રિટિશ શાસન અહીં પેસવા પામ્યું તેમાં કેવી રીતે પાછા જઈ પડવાના ?

પણ જોવા ન માગે તેના કરતાં બીજો વધારે આંધળો કોણ ? સરકાર આવું સત્ય ન જુએ કે ન જાણે તેમાં જ તેનો લાભ છે, અને માટે જ તે હથિયારબંધીનો કાયદો જારી રાખી બેઠી છે, અને તેની અંતીમ નુકસાની ભાળી શકતી નથી. પરદેશી રાજશાસનના હિમાયતીને હિંદી પ્રજા સર્વથા નપુંસક બની ગઈ છે એ તો લાભની વાત લાગે છે, પણ તેથી કંઈ હિંદી પ્રજા-નાયક પણ એમ જ માની લે ? શું તે આવા કાયદાથી ઉદ્દભવતી આ દેશની વાસ્તવિક તેમ જ નૈતિક નુકસાનીની નોંધ ના લે ? શું હિંદી પ્રજા હમેશ માટે પોતાના આદર્શ અને સંસ્કૃતિના રક્ષણ માટે, પોતાની પત્ની કે ભગિનીના બચાવ માટે, સદા પરદેશી પર જ આધાર રાખી બેસે તેની હાનિ તે ન જોઈ શકે ? જો સર્વ સ્વતંત્ર અને સુધરેલી પ્રજાઓના મંડળના સમાન હકવાળા સ્વતંત્ર સભ્ય તરીકે હિંદી પ્રજા હવે વર્તવા માગતી

હોય, તો તે પોતાના દેશનો બચાવ કરવા જેટલી તૈયાર તેટલી જ સશક્ત હોવી જોઈએ, અને સાથે તેણે દુનિયાની શાંતિના નિભાવ માટે પણ પોતાનો ફાળો આપવો જોઈએ. હિંદમાં એટલી શક્તિ અને શ્રદ્ધા હોવી જોઈએ, કે જેથી તે આ દુનિયામાં લડાઈના મૂળરૂપ એવી જે મનુષ્ય સમાજમાં અવશેષ રહેલી પશુવૃત્તિ, તેને નાબૂદ કરવા માટે પોતાનો ફાળો આપી શકે. અને જ્યાં લગી હિંદ ગુલામોનો દેશ છે અને તેનું રક્ષણ પરદેશીને જ હાથે થાય છે, પરદેશીને હાથે જ તેનો રાજવહીવટ થાય છે, અને પરદેશી ધનિકો મારફત તેનું દ્રવ્યાપહરણ થયા કરે છે, ત્યાં સુધી તેનાથી આ ફાળો આપી નહિ જ શકાય.

મહાત્માજી જેવા પુરુષે આ હથિયારબંધીનો કાયદો કાઢી નાંખવાની માગણી કરી છે તે, જે કોઈ લોક એ મહાત્માને પિછાનતા હશે અને એમનું જીવનતત્ત્વજ્ઞાન સમજતા હશે તેમને એવડી સૂચક લાગ્યા વિના રહેશે નહિ. શાંતિમય સાધનમાં એ પરમ શ્રદ્ધાળુ છે. અહિંસા તેમનો જીવનમંત્ર છે, ધર્મ છે. પોતે તો પોતાના મરણધર્મી ખોળિયાનો બચાવ કરવા કદીયે હથિયાર ઉપાડે નહિ, અને તેને ત્યજવા એ તો સદાય તૈયાર છે. પોતાના વિરોધી માટે પણ મહાત્માજી કદી પાશવ બુદ્ધિની દલીલરૂપ હથિયારનો ઉપયોગ કરે જ નહિ. ખુદ સરકારની સામે ગાંધીજીએ આ બહિષ્કારનો પ્રયોગ સ્વરાજની નિઃશસ્ત્ર લડાઈમાં અજમાવ્યો છે તે એટલા જ માટે કે સરકાર આંતરિક વિગ્રહનાં દુઃખ અને ત્રાસથી બચવા પામે. અને લૉર્ડ ઇર્વીનની સરકારને પણ આ સંબંધી

કોઈ સંદેહ હોવો જ ન જોઈએ. આમ છતાં જ્યારે ગાંધી મહાત્મા હથિયાર-મનાઈનો કાયદો કાઢી નાંખવાનું કહે ત્યારે એમ નથી સમજવાનું કે એ હિંદી પ્રજામાં પુનઃ પશુવૃત્તિ પ્રગટાવવા ચાહે છે. એનો અર્થ તો માત્ર એ જ કે એક આખી પ્રજાને આમ કાયદાથી નિઃશસ્ત્ર બનાવવાથી નીપજતાં ભયંકર માનસિક પરિણામ એ જોઈ શક્યા છે અને તેથી જ આ માગણી કરે છે.

હિંદમાં હથિયારને લગતો ખાસ કાયદો કરીને હિંદી પ્રજાનો દેખીતો અણુવિશ્વાસ કરાતો હોવાથી તે વધારે વાંધાભર્યો લાગે છે. હિંદમાં કોઈ પણ યુરોપીય લોક હથિયાર રાખી શકે. યુરોપીય લોક જ્યારે પરવાનો માગવા જાય ત્યારે તે પણ એક જાતની નામની વિધિ. મોટર હાંકનારને પરવાનો આપતાં જેટલી તપાસ કરે તેટલી પણ યુરોપીય લોકને હથિયાર રાખવાનો પરવાનો આપવામાં થતી નથી. એ વિધિ તો હિંદીના સંબંધમાં મુશ્કેલી છે, વિઘ્ન છે, અપમાન છે. એ લોકો જ માત્ર પોતાના જ દેશમાં રદ્દબાતલ ગણાય છે. એમને જ સ્વમાનનો હક નહિ, જાનમાલનો બચાવ કરવાનું સાધન નહિ, સગાંવહાલાંનું રક્ષણ કરવા હથિયાર નહિ; રાની પશુ સામે પણ નિરુપાય ભોગ અને બલિદાન. અને માટે જ જરાયે તાજૂબી લાગતી નથી કે ગાંધીજી, જે પોતાના બચાવ માટે બંદૂક ધરે નહિ અને પિસ્તોલ ફોડે નહિ, તેમણે જ આ નાનીશી પણ મોટા મહત્ત્વવાળી માગણી દેશની અલ્પતમ માગણીમાં દાખલ કરી છે.

સરકાર જો આ માગણી કબૂલ કરે તો તેનું નૈતિક ફળ ગાંધીજી સારી પેઠે સમજે છે. જો માત્ર, સરકાર પ્રજા આખીને અપમાનકારક આ કાયદો નીતિની નજરે રદ કરવાનું કબૂલ કરે, તો પછી હથિયાર વાસ્તવિકપણે વાપરવા દેવા માટે જોઈતાં ધારાધોરણો ઘડવા સામે ગાંધીજીને કશો પણ વાંધો રહે નહિ. ફકત, આવાં ધારાધોરણો ધારાસભામાં પ્રજાને જવાબદાર મંત્રી મારફત પસાર કરાવવાં જોઈએ. આથી વ્યક્તિગત સાવચેતીના નિયમોનું પણ પરિપાલન થાય અને મનુષ્ય પુનઃ પશુવૃત્તિમાં લય ન પામે તેની પણ સંભાળ રાખી શકાય. આટલું કરો તો ગાંધીજીની માગણી માત્ર નૈતિક પગલારૂપ થશે, વહીવટનો જ સવાલ બનશે, અને રાજશાસનના મૂળ સિદ્ધાંત, જે મુજબ આજનું બ્રિટિશ શાસન વર્તતું કહેવાય છે, તેનું કોઈ રીતે ઉલ્લંઘન થશે નહિ. પણ સરકાર આ પગલું ભરશે કે ? અને તેમ કરી હિંદી પ્રજાની હમેશની સહાનુભૂતિ મેળવશે કે ? અથવા તો, શું બ્રિટિશ રાજબુદ્ધિ એટલી બધી નાદાર બની ગઈ છે કે જેમાં નૈતિક બળ જેવું તત્ત્વ જ નથી રહ્યું ?

## ઉપસંહાર

આ લેખમાળાની શરૂઆતમાં જ કહ્યું છે કે ૧૧ મુદ્દાની માગણી એક જ, અખંડ અને પરસ્પર અવિરોધી માગણી છે. એના વિધવિધ વિભાગ ઓછાવત્તા મહત્ત્વના હોય, પણ તે જરા પણ પરસ્પર વિરોધી નથી. ૧૧ મુદ્દાના ટીકાકારો એમ કદાચ કહી શકે કે અમુક મુદ્દો વહીવટમાં સહેલ છે અને અમુક બીજો વ્યવહારદૃષ્ટિએ મુશ્કેલ છે. દાખલા તરીકે, મદ્ય-

પાનનિષેધ અથવા એક ફટકે સામાન્ય અને લશ્કરી ખર્ચમાં ૫૦ ટકાનો કાપ મૂકવો, તે વ્યવહારી નજરે કદાચ એકદમ અસાધ્ય ગણાય. પરંતુ સરકારને ખરેખર હૃદયપલટો પ્રગટ્યો હશે તો તે માત્ર વ્યવહારી અસાધ્યતાથી ડરી નહિ જાય. મીઠા-વેરો બંધ કરે (૭ કરોડ), દારૂબંધી કરે (૨૦ કરોડ), અને જમીનની મહેસૂલ અર્ધી કરે (૨૦ કરોડ), તો તે તમામની હિંદી સરકારને એકત્ર ખોટ ૫૦ કરોડથી વધશે નહિ. આની સામે ગાંધીજીનો ઇલાજ તદ્દન સરલ છે. સામાન્ય અને લશ્કરી ખર્ચ ૫૦ ટકા જેટલો ઘટાડો તો આ ખોટ જણાશે જ નહિ, અને એ રીતે પ્રજાહિતનાં અન્ય સાધનો માટે ખર્ચ મેળવી શકાશે.

ગાંધીજીને, આપણી સરકારની પ્રજાહિતના કામમાં કેટલી પછાત નજર છે, એ અજાણ્યું નથી. હિંદ જો પોતાને સુધરેલ પ્રજા કહેવરાવવા ઇચ્છે તો પ્રજાહિતનાં અનેક કામો હજુ કરવાનાં બાકી છે. આજે આપણે ત્યાં જન્મતાં દર ત્રણ બાળકોમાંથી બે તો પહેલા વર્ષમાં જ મરણુશરણ થઈ જાય છે. આને શું માનુષી જીવન કહેવાય? આજે આપણે ત્યાં દર પાંચ બાળક, જેમણે નિશાળે જવું જોઇએ, તેમાંથી એક પણ નિશાળે ભાગ્યે જ જઈ શકે છે. અને મોટા વર્ગની અજ્ઞાનતાની તો વાત જ શી? પ્રજા-હિતની આ જરૂરિયાતો—આ ખામીઓ—પૂરી પાડવા માટે, સ્વરાજ સરકારને અપાર સાધનો જોઈશે. ગાંધીજીએ પોતાના દેશની અલ્પતમ માગણીમાં આ ખામીઓનો ઇશારો પણ કર્યો નથી. એથી કંઈ એમ કહેવાય નહિ કે આપણી જરૂરિયાતોથી મહાત્માજી બિનવાકેફ છે. એમણે હિંદી ઉદ્યોગ માટે સંપૂર્ણ સંરક્ષણ માગ્યું છે, કે જેથી આપણું આર્થિક દારિદ્રય ટળી

જાય. કાપડઉદ્યોગ અને વહાણવટાનું તેમણે ખાસ નામ દીધું છે. પણ જે ન્યાયે તેમણે એ બે માગણી કરી છે તે ન્યાય બીજા સૌ ઉદ્યોગને પણ લાગુ પડે છે.

જો હિંદના સરસૂબા ના. લૉર્ડ ઇર્વીન સાહેબ અને તેમના સલાહકારો હિંદમાં ખરેખર સુલેહશાંતિ પથરાવવા માગતા હોય અને હિંદી પ્રજાના પ્રાથમિક હક્ક સ્વીકારી તેમને સંતોષવા માગતા હોય, તો તેમણે ગાંધીજીએ બતાવેલો આ સુલેહનો માર્ગ સ્વીકારવો જોઈએ. "શાંતિ અને કાયદાપાલન" કરવ ને બહાને તેઓ આજે વાગ્બાણો વર્ષાવી રહ્યા છે તેને બદલે તેમણે હિંદના વાસ્તવિક પુનર્જન્મને માટે ખરેખર કંઈક પગલાં ભરવાં ઘટે છે. આવા વચનપ્રયોગથી હવે કોઈ છેતરાવાનું નથી. ખુદ એ ઉદ્દગારો કાઢનાર વ્યક્તિઓ પણ એનાથી છેતરાતી નથી. હવે હિંદમાં રંગભૂમિ જામી રહી છે. પ્રેક્ષકવર્ગને સજ્જડ અસર કરે એવો પ્રયોગ ભજવાવાની નાન્દી થઈ રહી છે. એ પ્રયોગ કેવો થશે? કરુણરસપ્રધાન સર્વસંહારક કૃતિ કે છેવટના ભરતવાક્યને યોગ્ય સુખમય અંત? આપણી આર્યસંસ્કૃતિ પ્રમાણે તેમ જ યુરોપીય સંસ્કૃતિના મૂળરૂપ ગ્રીકશાસ્ત્રાનુસાર તો અંત સુખદાયી જ થવો જોઈએ. પણ બ્રિટિશ રાજપુરુષમાં સંસ્કૃતિનો આટલો વારસો રહ્યો છે કે?

